## હરિપદસ્થ પિતાશ્રી માધવરામ ધિરજરામ ત્રિપાઠી.



જન્મ-સંવત્ ૧૮૯૦ આશ્વિન વદી ૧૩
તા. ૯ મી નવેમ્બર સને ૧૮૩૩ ને શનિવાર.

અવસાન-સંવત ૧૯૫૩ આષાઢ સુદી ૯
તા. ૮ મી જુલાઈ સને ૧૮૯૭ ને ગુરૂવાર

# माधवरामस्मारिका

આમાં નડીઆદના વડનગરા નાગર બ્રાહ્મણોની જ્ઞાતિની
સઘળા વંશાવલીઓ તથા તે સંસંધી અન્ય
વૃત્તાન્તવિસ્તાર આપેલાં છે.

## પોતાના સદ્ગત પિતા માધવરામ ધીરજરામ ત્રિપાઠીના સ્મરણાર્થે

ત્રિપાઠી ગોવર્ધનરામ તથા નરહરિરામ

એ ઉભયે

આ સંગ્રહ યોજી પ્રસિદ્ધ કરી સ્વજ્ઞાતિજનને આનું
અર્પણ કરેલું છે.

આવૃત્તિ બીજી છપાવી પ્રસિદ્ધ કરનાર,

નરહરિરામ માધવરામ ત્રિપાઠી.

નડિઆદ–હાલ, મુંબાઈ.

મુદ્રક—ચિંતામણ સખારામ દેવળે, "મુંબઈ વૈભવ" પ્રેસ, ગીરગામ–મુંબાઈ.

વિક્રમાર્ક ૧૯૮૨. ઈ. સ. ૧૯૨૬.

न चलितं हरितो हरिभक्तितो
विपदि संपदि वा गुणसाधुना ।
जगदसारपदात्कलितात्क्षणात्
चलितमेव च तेन मुमुक्षुणा ॥ १ ॥

स मम माधवराम इति श्रुतः
स्मरणशेषपदं गमितः पिता ।
हरिपदे गतदेहतया वसन्
वसति साधुतया हृदि मादृशाम् ॥ २ ॥

धर्मैकनिष्ठः सुखमाप साधुः
गतिं सतां सत्पुरुषैककाम्याम् ।
स ज्ञातिबन्धुस्मरणीयतासु
विराजतामित्ययमल्पयत्नः ॥ ३ ॥

અસાર જગત, દુષ્ટતા કે કાલબલથી જ જે ચલિત થયા હતા, પણ હરિથી કે હરિભક્તિથી સુખદુઃખમાં કદિ એ સદ્‌ગુણી પુરૂષ ચલિત થયા ન હતાઃ એવા 'માધવરામ' નામથી વિખ્યાત મારા પિતા સ્મરણશેષ સ્થિતિને પામી, વિદેહ અવસ્થાથી હરિપદે વસતાં છતાં મારા જેવાના હૃદયમાં એમની સાધુતાથી વસે છે. એ એકનિષ્ઠ ધાર્મિક પુરૂષે સત્પુરૂષોને યોગ્ય સ્થિતિ સુખથી પ્રાપ્ત કરી છે અને એ જ્ઞાતિબન્ધુઓનાં સ્મરણોમાં વસતી રહે, એ જ આ પ્રયત્નનો ઉદ્દેશ છે.

# અનુક્રમણિકા.



# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

———:o:———

પ્રથમ આવૃત્તિ પછી ૨૬ વર્ષે આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનું સુભાગ્ય મને પ્રાપ્ત થાય છે. પણ તેની સર્વ પ્રકારની વ્યવસ્થા (નવાં વૃક્ષો અને પરિશિષ્ટો તૈયાર કરવાનું, વિગતવાર ઉપોદ્‌ઘાત લખવાનું, પ્રૂફો સુધારવા વગેરેનું) આપણી જ્ઞાતિના કેટલાક ઉત્સાહી યુવકો રા. રતિપતિરામ ઉદ્યમરામ પંડ્યા, રા. અંબાલાલ બુલાખીરામ જાની, રા. ભાનુશંકર હરિશંકર યાજ્ઞિક, રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા અને રા. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિકને જ આભારી છે. તેમાં પ્રથમ નવાં વૃક્ષો બનાવવાનું સાહસ જો રા. રતિપતિરામે ઉઠાવ્યું ન હોત તો આ સ્મારિકા બીજી આવૃત્તિ દેખત કે નહી, તે પણ શંકાસ્પદ છે. આ આવૃત્તિને છપાતાં એટલો બધો લાંબો સમય થઇ ગયો છે કે તેમાં આપણી જ્ઞાતિ સંબંધી કેટલીક વિશેષ હકીકત આપવાની રા. ચંદ્રશંકર અને રા. શિવલાલે અતિ તીવ્ર ઇચ્છા હોવા છતાં પણ તેમના પોતાના ધંધા તથા બગડેલી તબીયતનાં કારણે તૈયાર કરતાં ઘણો જ સમય લીધો છે. તો પણ આખરે તેમણે જે કાંઈ જ્ઞાતિની સેવા કરી છે તે થોડી નથી અને તે બદ્દલ તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે. આ આવૃત્તિ આટલી મોડી બહાર પાડવી પડે છે તે માટે કાંઇક દિલગીરી તો થાય છે. પણ ઇશ્વરેચ્છા એમ જ હશે, એમ માનીને સંતોષ લઉં છું.

વિશેષ દિલગીરી તો એટલા માટે થાય છે કે આ આવૃત્તિ છપાવવા માંડ્યા પછી અને ઘણાં વૃક્ષો લગભગ છપાઇ ગયા પછી આપણી જ્ઞાતિમાંથી કેટલીક વ્યકિતઓનાં અવસાનની નોંધ લેવાનું દુર્ભાગ્ય મ્હારે ભાગે આવ્યું છે એથી વધારે દુર્ભાગ્ય બીજું શું કહી શકાય !

૧ સૌ. ઉમાંગલક્ષ્મી તનસુખરામ (તે ચિ. કાન્તિલાલ છગનલાલ પંડ્યાની ભાર્યા.)
૨ દુર્ગાશંકર મયાશંકર ત્રિપાઠી.
૩ નટવરજી બળદેવજી. (પેટલાદ)
૪ નારણભાઈ બળવંતરામ પંડ્યા.
૫ પૂર્ણાનંદ બ્હેચરલાલ ત્રિવેદી.
૬ સૌ. કુસુમકાન્તા બેચરલાલ (સ્વ. બેચરલાલ ન. ત્રિવેદીની દીકરી.)
૭ બેચરલાલ બટુકલાલ (પેટલાદ.)
૮ મદાલસા પ્રાણલાલ જાની (બાળક.)
૯ રંજુબા માણેકલાલ (પેટલાદ તે સ્વ રાજેન્દ્ર હિમ્મતભાઈનાં વિધવા.)
૧૦ વ્હાલાભાઈ બળદેવજી પંડ્યા.
૧૧ વ્યોમેશ રમણલાલ યાજ્ઞિક (બાળક)
૧૨ શિવપ્રસાદ ગૌરીનાથ (પેટલાદ.)
૧૩ સુષમા અમૃતરામ પંડ્યા (પેટલાદ.)

આ સ્મારિકાની પ્રથમ આવૃત્તિ પછી આજ સુધીમાં કેટલાક એવા ફેરફારો થયા છે કે તે એક રીતે ઇચ્છવા લાયક અને બીજી રીતે નહી ઇચ્છવા લાયક જણાય છે. દાખલા તરીકે લગ્નમરણના પ્રસંગોએ થતા નાતવરા ઓછા થઈ ગયા છે. આથી ગરીબ વર્ગને ખરચમાંથી બચવાનું મળે છે, પણ તે સાથે જ્ઞાતિભાઇઓના અરસપરસ મળવાના, સાથે બેસીને જમવાના પ્રસંગ ઓછા થઈ જાય છે. નાતવરા ઓછા થવાનું મુખ્ય કારણ તો આપણી નાતમાં રસોઇયાઓની ભારે ખોટ છે. રસોઇનો ધંધો લોકોને હલકો લાગવાથી તથા તેમાં રહેલી મહેનતના પ્રમાણમાં બદલો મળતો ન હોવાથી તેમાં નહી જેવા જ માણસો પડે છે. આ માટે કોઇ કાંઇક માર્ગ સૂચવશે તો તે આવકારલાયક થશે. રસોઇયાના અભાવે અથવા બીજાં અનેક કારણોને લીધે મારા સાંભળવા પ્રમાણે જ્ઞાતિ–ભાઇઓ પરનાતના ગમે તેને ત્યાં અથવા કોઈ વિશી અથવા લૉજમાં ઉઘાડી કે છુપી રીતે જાય છે અને તેના પરિણામમાં **નાગર** નામનું અભિમાન તૂટે છે. કેટલાકો તો હિંદુ નહી પણ તે શિવાય પારસી, અંગ્રેજી અથવા મુસલમાનોને ત્યાં પણ ખાવા જતા હોવાનું સાંભળ્યું છે; અથવા જમવામાં કોઈ રીતે ખોટું કરીએ છીએ એમ સમજતા હોય એમ જણાતું નથી. વળી કેટલાક તો સગવડ હોય છતાં પણ પરકોમનાને ત્યાં જમવામાં એક જાતની મઝા જ માણતા હોય, એમ સમજાય છે. ખાસ અડચણને વખતે પરકોમવાળાને ત્યાં ખાવુંપીવું પડે તે કદાચ સમજી શકાય, પણ કાંઈ પણ જરૂર વગર સામા માણસને રાજી રાખવા કે ખુશામત ખાતર જમવા જવું અને તેથી અસલ વિચારનાઓ અથવા પોતાના મુરબ્બીઓની લાગણી કેવી દુભાય તેનો વિચાર પણ કરતા હોય એમ લાગતું નથી. એ પણ ઇશ્વરની ઇચ્છા જ હશે એમ માનું છું. આવા દાખલા પુરવાર કરવા તે આ લેખકનું કામ નથી.

. વળી કેટલાકો તો લગ્ન જેવા પવિત્ર કાનુનને પણ ગણકારતા નથી, એ અત્યંત દિલગીરીની વાત છે. તેનું કારણ ગમે તે હોય પણ એક વખત પવિત્ર સોગન (મનથી કે કમનથી) લીધા પછી તે ન પાળવા તેના જેવું હલકું કાર્ય બીજું શું હોઈ શકે ! આપણામાં કેળવણી વધી છે; વસ્તી વધી છે, પણ તે સાથે આયુષ્ય ટુંકાં થયાં છે, મોટાઓ તરફના માનમાં ઉણપ આવતી દેખાય છે અને કેટલાક કુટુંબોમાં તો મોટાઓ તરફ તિરસ્કાર દેખાડવામાં આવે છે. અલબત્ત મોટાઓમાં પણ કાંઇક કસુર હશે. પણ તેનો તોલ–ન્યાય કરવો તે આ લેખકનું કામ નથી, તેમ તેવી શકિત પણ તેનામાં નથી, પણ જેના લીધે જ આપણે જન્મ પામ્યા, જેને લીધે આપણે આટલી ઉચ્ચી પાયરીએ ચડ્યા તેમની તરફ કોઈ પણ જાતની માનની લાગણી ન ધરાવવી, એ વિચાર જ કોઇ પણ સમજુ માણસને ગમશે નહી એમ ધારૂં છું, પછી તો જેવી જેની બુદ્ધિ અથવા અક્કલ !

છેવટમાં આ સ્મારિકાની નવીન (ત્રીજી) આવૃત્તિ હવે પછી જોવાનું ભાગ્ય–અથવા દુર્ભાગ્ય આ લેખકના નસીબમાં નથી, એમ ધારીને શ્રી પરમાત્મા સર્વેનું કલ્યાણ કરો અને સર્વ જ્ઞાતિબંધુઓને સદ્ધર્મ વૃત્તિ તથા સદ્બુદ્ધિ આપો અને નાગર નામનું સાર્થકય કરે, એટલી શકિત આપો, એમ અંતઃકરણપૂર્વક ઇચ્છું છું અને આ લેખ બંધ કરતાં જે જે ભાઇઓએ (આરંભમાં ગણાવેલા છે અથવા ગણાવવા રહી ગયેલા) આ આવૃત્તિ તૈયાર કરવા તથા છપાવવામાં યથાશક્તિ મદદ કરી છે, તેમનો ઉપકાર માનીને વિરમું છું અને કૃપાળુ ઈશ્વર સર્વનું કલ્યાણ કરે, એટલું જ ઇચ્છું છું અને આ આવૃત્તિમાં કાંઈ ખોડખાંપણ રહી હોય તો તે માટે સર્વ ભાઇઓની ક્ષમા માગું છું.

મુંબાઇ,<br>
તા. ૧–૫–૧૯૨૧.

ભા. સ. ક. હી. સેવક,<br>
પ્રકાશક.



# વડનગરા નાગર જ્ઞાતિનો એકત્રિત ચૈત્રી ભંડારો

## સંવત્ ૧૯૬૩ ના દ્વિતીય ચૈત્ર સુદિ ૧૪

### નડિઆદ

અહીંની (નડિયાદની) વડનગરા નાગર બ્રાહ્મણની જ્ઞાતિમાં બે પક્ષ (તડ) લાંબા કાળથી ચાલ્યા આવે છે. તેમાં એક ચાળીસ ને બીજું પંદરને નામે ઓળખાય છે. ઇષ્ટ દેવ શ્રી હાટકેશ્વરજીનો એક ઉત્સવ ચૈત્ર માસમાં, તથા બીજો શ્રી જગદંબાનો ઉત્સવ ચાતુર્માસમાં, મળી કુલ બે ઉત્સવો બન્ને તડવાળા પ્રતિવર્ષ જુદા જુદા કરે છે; તેમાં કોઈ તડવાળામાં પોતામાં કોઈ કારણને લીધે કોઇ વાર વિક્ષેપ ઉત્પન્ન થયો હોય છે ત્યારે તે તડમાં ઉત્સવ કરવાનું બંધ રહે છે, તેવું આજરોજ શ્રી હાટકેશ્વરજીના ઉત્સવની બાબતમાં ચાળીસના તડ સંબંધમાં થયેલું જાણવામાં આવતાં વડનગરા નાગર બ્રાહ્મણની સમસ્ત નાતને આમંત્રણ કરવામાં આવ્યું તે ઉપરથી બન્ને તડના નીચે લખેલા ગૃહસ્થો કૃપા કરીને આવ્યા.

| પંદરના તડના. | ચાળીસના તડના. |
|---|---|
| મોતીભાઈ રઘુનાથજી | નર્મદાશંકર મણિશંકર |
| દોલતરામ કૃપારામ | હરસુખરામ પંડિતરામ |
| મૂળશંકર હિરાશંકર | નર્મદેશ્વર હરેશ્વર |
| સદાશંકર હિરાશંકર | બુલાખીરામ મનસુખરામ |
| રસિકલાલ ઝવેરીલાલ | માણેકલાલ ઉમીયાશંકર |
| | હરિશંકર લાલશંકર |

દોલતરામ બળવંતરામ વિગેરે જે ગૃહસ્થોથી હાજર થઈ શકાયું નહિ તેમણે એકઠા થયેલ જ્ઞાતિના ગૃહસ્થો જે ઠરાવ કરે તેમાં પોતાની અનુમતિ છે, એમ કહાવી મોકલ્યું.

એ પછી એકઠી થયેલી નાતને વિનતિ કરવામાં આવી કે ઉત્સવના બન્ને દિવસો એટલે ચૈત્ર સુદિ ૧૪ ને શ્રાવણ વદ ૧૪ ને રોજ બન્ને તડવાળા એકત્ર થઇ, એકઠા ઉત્સવ કરી, એકઠું ભોજન લે તો તે વર્ષના ચૈત્રના ઉત્સવનું જે ખર્ચ થાય તેટલું જ ખર્ચ આપવામાં આવશે. એટલે કે પાંત્રીસ રૂપૈઆથી ઓછું ખર્ચ થાય તો તેટલા ઓછા રૂપૈઆ આપવામાં આવશે, પણ કોઈ વખતે પાંત્રીસથી વધારે ખર્ચ થાય તો પણ પાંત્રીસથી વધારે આપવામાં આવશે નહિ અને જો કોઈ વર્ષ એ પ્રમાણે બન્ને તડવાળા બન્ને ઉત્સવો એકઠા મળી કરશે નહિ તો તે વર્ષ સદરહુ ખર્ચની રકમ તેમને મળશે નહિ. આ સૂચના નાતે સ્વીકારી, આ લખનાર ઉપર ઉપકાર કર્યો અને તેનો અમલ કરી, આજરોજ બન્ને તડવાળાઓએ એકઠો ઉત્સવ કર્યો તથા એકઠું ભોજન લીધું.

પરમ કૃપાળુ ઈશ્વર પ્રતિ પ્રાર્થના છે કે બન્ને તડવાળાએ એક થઇ સંપથી ઉત્સવ કરવાનો જે આરંભ કર્યો છે, તે સદા ચાલતો રહો અને ઉત્તરોત્તર બીજા મતભેદો હોય તે ટળી જઈ, બન્ને તડોમાં અધિક અધિક સંપ થાઓ તથા આ લખનારના કુટુંબને નાતની સેવામાં હમેશાં તત્પર રેહેવાનું સામર્થ્ય આપો. અસ્તુ.

મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી.

---:o:---

## ધર્મપક્ષ તથા ઉત્તમપક્ષના એકત્રિત સંધાનનો કરાર

## ॐ श्री हाटकेश्वरो विजयतेतराम् ।



નડિયાદની આપણી વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિમાં બે તડો છે. એક 'ચાળીસ' અને બીજું 'પંદર', એ નામે ઓળખાય છે. તે તડોવાળા એક થઈ જાય અને તડનો ભેદ નાબુદ થાય એવી સદ્ગત શ્રી. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીની પ્રબળ ઇચ્છા હતી; પરંતુ તેમની હયાતિમાં તે ઇચ્છા પાર પડી શકી નહિ. હાલ તેમના સુપુત્ર સુજ્ઞ તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી પણ તે ઇચ્છા ધરાવે છે, અને બન્ને તડવાળા એકત્ર થાય તો 'ચાળીસ'ના તડવાળાનું જે ધર્મપુરી નામનું મકાન નાગરવાડાની વચ્ચોવચ્ચ છે, તેનો જીર્ણોદ્ધાર કરવા માટે રૂ. ૩૦૦૦) અંકે રૂા. ત્રણ હજાર સુધીની રકમ* આપવાનો ઇરાદો રાખે છે. આ તેમની શુભેચ્છા ઘણી સ્તુતિપાત્ર છે. તેનો લાભ લઈ અમો બન્ને તડવાળા નીચે મુજબ ઠરાવ કરીએ છીએ, ને તે પ્રમાણે અમોએ તથા અમારા વંશવારસોએ વર્તવું:—

(૧) સંવત ૧૯૭૪ ના શ્રાવણ વદ ૧૪ ને રોજથી બન્ને તડો એકત્ર થયેલાં સમજવાં, તે મિતિથી 'તડ' શબ્દનો આપણી અહીંની જ્ઞાતિમાંથી ઉચ્છેદ થશે.

(૨) સદરહુ મિતિથી ધર્મપુરીનું મકાન સમગ્ર જ્ઞાતિનું ગણાશે; તેમ બન્ને તડની પુંજી તથા બન્ને તડનાં વાસણો વગેરે સમગ્ર જ્ઞાતિની મિલ્કત ગણાશે.

(૩) સદરહુ મિતિથી હાલ બન્ને તડોના હિસાબ જુદા રહે છે તે બંધ થઈ, સમગ્ર જ્ઞાતિનો એક જ હિસાબ રહેશે; અને બન્ને તડનું જે લ્હેણું હશે તે તથા તે ઉપરનું વ્યાજ તથા લાગતો વસુલ કરવાનું કામ નાત તરફથી નાતના જે માણસ અથવા માણસોને સોંપવામાં આવશે તે કરશે અને ભંડારો તથા તેનું ખર્ચ પણ તે કરશે; તથા બીજી, નાતસઈ જે કામ તથા ખર્ચ કરવાની જરૂરીઆત હોય તે જ્ઞાતિની સંમતિથી કરશે.

(૪) નાતમાં કોઈ જરૂરી કામ માટે ઉપર જણાવેલા શખ્સ કે શખ્સો નાતને બોલાવી શકશે. નાતવાળાઓ તે વખતે તેમને ઘટતી મદદ આપશે.

(૫) ઉપર જણાવેલા શખ્સ અથવા શખ્સોને નાત નીમી તથા બદલી શકશે.

(૬) હાલમાં નામાની દક્ષિણા તથા આમાન્ન વિગેરે તડમાં જ અપાય છે; પણ ઉપર જણાવેલી મિતિથી તડો બંધ થઈ જશે; તેથી તે દક્ષિણા વિગેરે આખી જ્ઞાતિમાં નામાદિક આપવી પડશે; આપનારને લગભગ બેવડું ખર્ચ થશે, તેથી એમ ઠરાવવામાં આવે છે કે તેવી દક્ષિણા તો પોતાની આસામી પ્રમાણે આખી નાતના નામાવાળાને આપે, પરંતુ આમાન્ન વિગેરે હાલ જે કુટુમ્બ જે ધોરણે પોતાના તડવાળાઓને આપે છે તેથી અર્ધું આખી નાતના નામાવાળાઓને આપવાથી આપનારના ખર્ચમાં વધારો થશે નહિ; તેમ નામાવાળાઓને નુકશાન પણ થશે નહિ; કારણ કે નામાવાળાઓને હાલમાં ફક્ત પોતાના તડમાંથી મળે છે તેને બદલે સમગ્ર નાતમાંથી મળશે. આમ છતાં પણ કોઈ શખ્સની ખુશી આખી નાતના નામાવાળાઓને પૂરૂં નામું આપવાની હશે તો તે તેમ કરી શકશે.

(૭) આપણી જ્ઞાતિના કેટલાક યુવકોએ એક 'નડિયાદ વડનગરા નાગર બ્રાહ્મણ યુવક મંડળ†' નામે સંસ્થા સ્થાપેલી છે અને તેના સભાસદો તે સંસ્થાના મેળાવડા તથા તેમાં ભાષણો હાલમાં ચાળીસના તડવાળાની પરવાનગીથી ઉપર જણાવેલા ધર્મપૂરીના મકાનમાં પ્રસંગોપાત્ત કરે છે; તે પ્રમાણે હવે પછી આખી નાતની પરવાનગીથી તેઓ તેમ કરી શકશે. પણ તે એવી શરતે કે એ ધર્મપુરીના મકાનમાં આપણા પ્રાચીન ધર્મ તથા

---

* આ રકમમાં પાછળથી કેટલાક ગૃહસ્થોની ઇચ્છાને માન આપીને સદ્ગત તનસુખરામે બીજા રૂ. ૨૦૦૦ આપી એકંદર રૂ. ૫૦૦૦ નાતને આપવાની ઉદારતા સિદ્ધ કરી છે.

† આ મંડળને સ્વ. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ રૂ. ૧૬૦૦ અંકે સોળસો આપી "વડનગરા નાગર બ્રાહ્મણ સમાજ"ને નામે સને ૧૮૬૧ના કાયદા મુજબ રજીસ્ટર્ડ કરાવ્યું છે.

જ્ઞાતિ વિરૂદ્ધ ભાષણો તેઓમાંનો કોઇ કરી શકશે નહિ; અથવા તેવી ટીકા કરી શકશે નહિ; અને કરશે તો એ એ સંસ્થાના શખ્સોને ધર્મપૂરીની જગ્યામાં એકઠા મળી એ સંસ્થાને લગતું કાંઇ પણ કામ કરવાની મનાં કરવા નાતવાળા મુખત્યાર છે.

( ૮ ) સુજ્ઞ તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી ધર્મપૂરીનો જીર્ણોદ્ધાર કરાવશે તે સંબંધી ધર્મપૂરીની પ્રસિદ્ધ જગ્યાએ તેમના નામનો એક શિલાલેખ ચોડવામાં આવશે.

( ૯ ) આ ઠરાવ કબુલ હોવા સંબંધી નાતના હાલના બન્ને તડનાં કુટુંબના મુખીઓએ આ ઠરાવમાં પોતાની સહી કરી આપી છે.

( ૧૦ ) આ ઠરાવ નાતને ચોપડે રાખવા ને તેની નકલ સુજ્ઞ તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીને આપવી. આવતા શ્રાવણ વદ ૧૪ નો ભંડારો આખી નાત તરફથી સદરહુ ધર્મપુરીના મકાનમાં કરવામાં આવશે ને પછી અનુકૂળ વખતે નાત મુકરર કરે તે નાતના માણસોએ ધર્મપુરીના જીર્ણોદ્ધારનું કામ શરૂ કરવું; અને નાતના તમામ મરદો તથા સ્ત્રીવર્ગ જમણવાર વખતે સારી રીતે બેસી ભોજન લઇ શકે એવી સગવડ થાય એમ જીર્ણોદ્ધારનું કામ કરવું.

( ૧૧ ) જીર્ણોદ્ધારનું કામ શરૂ કરતી વખતે રૂ. ૨૦૦) અંકે રૂ. બસોની રકમ સુજ્ઞ તનસુખરામ આપશે, અને પછી જેમ જેમ કામનું ખર્ચ થતુ જશે તે પ્રમાણમાં તેઓ આપશે; તે એકંદર ઉપર જે આંકડો જણાવ્યો છે ત્યાં સુધી આપશે; માટે જીર્ણોદ્ધાર કરવાનું કામ જેમને સોંપવામાં આવે તેમણે તે રકમ ઉપર નજર રાખી કામ કરવાનું છે.

( ૧૨ ) જીર્ણોદ્ધારનું કામ જેમને સોંપવામાં આવે તેમણે તેના ખર્ચનો બરાબર હિસાબ રાખી કામ પૂરૂં થયે નાત પાસે તે રજુ કરવો; તે હિસાબ નાતના ચોપડામાં દાખલ કરવામાં આવશે. સંવત ૧૯૭૪ ના ચૈત્ર વદ ૧૦ ને વાર સોમ તા. ૬ ઠી મે સને ૧૯૧૮.

૧ પંડ્યા ચન્દ્રપ્રસાદ મોતીભાઈ (સહી)
૨ પંડ્યા ગમનલાલ મગનલાલ (સહી)
૩ જાની પુરૂષોત્તમ અચાભાઈ (સહી)
૪ જાની જવેરીશંકર લાલશંકર (સહી)
૫ પંડ્યા નિર્મળશંકર ઉમીઆશંકર (સહી)
૬ જાની રસિકલાલ જવેરીશંકર (સહી)
૭ વોરા મગનલાલ લક્ષ્મીશંકર (સહી)
૮ જાની રમણીકલાલ જવેરીશંકર (સહી)
૯ પંડ્યા છગનલાલ હરિલાલ (સહી)
૧૦ પંડ્યા હરસુખરામ પંડિતરામ (સહી)
૧૧ પંડ્યા મૂળશંકર કાશીશંકર
દા. મણિશંકર મૂળશંકર પંડયા.
૧૨ દવે સુંદરરામ દોલતરામ સ. દા. પોતે (સહી)
૧૩ પંડ્યા જટાશંકર મણિશંકર (સહી)
૧૪ પંડયા પ્રદ્યુમ્નશંકર કૃષ્ણશંકર (સહી)
૧૫ યાજ્ઞિક મોતીશંકર હરિશંકર (સહી)
૧૬ પંડયા ઉધમરામ ગુલાબરામ (સહી)
૧૭ ત્રિપાઠી તનસુખરામ મનઃસુખરામ (સહી)
૧૮ ત્રિપાઠી રમણીયરામ ગોવર્ધનરામ (સહી)
૧૯ ત્રિપાઠી નરહરિરામ માધવરામ સ. દા. પોતે
૨૦ પંડયા નારણભાઇ બળવંતરામ સહી દા. પોતે

તા. ૧-૬-૧૮ (સહી)

આજ રોજ બન્ને તડ એકત્ર થવાનો જે શુભ ઠરાવ થયો તેની ખુશાલીમાં માતાજીની ઉજાણી આખી જ્ઞાતિની ધર્મપુરીમાં કરવાનું ઠરાવવામાં આવે છે; તે નાતના ખર્ચે કરવી અને ખર્ચના અર્ધ પૈસા રા. રા. મૂળશંકર કાશીશંકર પાસેથી તથા અર્ધ રા. રા. ઝવેરીલાલ લાલશંકર પાસેથી નાતને નામે લેવા. ઉજાણીના કાર્યવાહક નીચે પ્રમાણે નીમવામાં આવે છે. તેમણે ઉજાણીનું કામ ખુશીખુશાલીથી કરવું.

૧ ચન્દ્રપ્રસાદ મોતીભાઈ પંડયા
૨ મુકુંદરાય હરસુખરામ પંડયા
૩ મણિલાલ બુલાખીરામ જાની
૪ રણજિતલાલ હરિલાલ પંડયા
૫ પોપટલાલ જવેરીશંકર જાની
૬ રમણીકલાલ ઝવેરીશંકર જાની
૭ પુરૂષોત્તમ અચાભાઇ જાની
૮ મોતીશંકર હરિશંકર જાની
૯ સુંદરરામ દોલતરામ દવે
૧૦ મણિશંકર મૂળશંકર પંડયા
૧૧ કાન્તિલાલ છગનલાલ પંડયા

આ ઉજાણી જેમ બને તેમ જલદી કરવી, એટલે ચૈત્ર વદ ૧૪ ને રોજ કરવી.

તા. ૬-૫-૧૯૧૮ નાત તરફથી

પોપટલાલ ઝવેરીલાલ સહી દા. પોતે.

ઉજાણીને દિવસે સુજ્ઞ તનસુખરામ મનઃસુખરામે જીર્ણોદ્ધાર કરવા માટે જે ઉદારતા બતાવી છે તે માટે તેમનો સમગ્ર નાત તરફથી ઉપકાર માનવા એક મંડળે જવું, ને ઘટિત શબ્દોમાં તેમનો ઉપકાર માનવો.

તા. ૬-૫-૧૮ નાત તરફથી

પોપટલાલ ઝવેરીલાલ સહી દા. પોતે.

નવા ચોપડા બાંધી, આખી નાતના નામનો નવો ચોપડો કરી, બન્ને તડના હીસાબ પરથી નાતનું લ્હેણું તારવી, તેમની પાસેથી લેવા, વ્યાજ ઉઘરાવવા, લાગતો લેવા વિગેરે કામ કરવાને હીસાબ રાખવા નાત સમસ્ત તરફથી નીચેના બે ગૃહસ્થોને આવતા સન ૧૯૭૫ ના ચૈત્ર સુદ ૧૪ સુધી નીમવામાં આવે છે.

૧ રા. રા. મૂળશંકર કાશીશંકર પંડ્યા. ૨ રા. રા. ઝવેરીલાલ લાલશંકર જાની

તે તારીખ પછી નાતને યોગ્ય જણાયા પ્રમાણે તેમને વર્ષ માટે કાયમ રાખવા અથવા બદલવા નાત મુખત્યાર છે.

જીર્ણોદ્ધાર કરવા માટે નીચેની કમીટી નીમાય છે. તેમણે આજના મુખ્ય ઠરાવના ઉદ્દેશો ઉપર નજર રાખી જાતે દેખરેખ રાખી કીફાયત રીતે તે કામ કરવું તે કમીટીના સદ્ગૃહસ્થોનાં નામઃ—

૧ મગનલાલ લક્ષ્મીશંકર વોરા.
૨ રમણીકલાલ ઝવેરીશંકર જાની.
૩ મુકુંદરાય હરસુખરામ પંડયા.
૪ પોપટલાલ ઝવેરીલાલ જાની.
૫ જટાશંકર મણિશંકર પંડયા.
૬ મણિશંકર મૂળશંકર પંડયા.

તા. ૬-૫-૧૯૧૮
નાત સમસ્તની
સમક્ષ આ બધા ઠરાવો
પસાર થયા છે.

નાત તરફથી

પોપટલાલ ઝવેરીલાલ સહી દા. પોતે.

# શ્રી નડિઆદ વડનગરા નાગર બ્રાહ્મણ સમાજના હસ્તકનાં ફંડ

સને ૧૯૦૦ માં આ વંશાવલિની પ્રથમ આવૃત્તિ પ્રકટ થઈ ત્યારે નડિઆદ નાગર યુવક સમાજને પાંચ વર્ષ થયાં હતાં. તે પછી તેણે નડિઆદ નાગર બ્રાહ્મણ સમાજ નામ ધારણ કર્યું અને સને ૧૯૦૮ માં રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ પોતાના પૌત્ર રા. ધર્મસુખરામ તનસુખરામ ત્રિપાઠીના લગ્નપ્રસંગે રૂ. ૧૬૦૦ અંકે રૂપીઆ સોળસોની નોટો આપી શ્રી વડનગરા નાગર બ્રાહ્મણ સમાજને સને ૧૮૬૧ ના સરકારી કંપની રજીસ્ટર્ડના કાયદા પ્રમાણે રજીસ્ટર્ડ કરાવી અને તેના છ ટ્રસ્ટીઓ નીમાયા. એ ટ્રસ્ટીઓની ચુંટણી સમાજ દર ત્રણ વર્ષે કરે છે. હાલ એ ફંડની સાડા ત્રણ ટકા તથા ત્રણ ટકાની રૂ. ૧૬૦૦ ની દર્શની કિમ્મતની નોટો મુંબાઈની ઇમ્પીરીયલ બેંક ઓફ ઈંડિયામાં 'સેફ કસ્ટડી ડીપોઝીટ' માં રાખેલી છે અને તેના વ્યાજ આદિની રોકડ રકમ ઇમ્પીરીયલ બેંક ઓફ ઈન્ડિયા-મુંબાઈની સેવીંગ્સ બેંકમાં ખાતું પડાવી જમે મૂકેલી છે. એ રકમ સ્વ. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ સુચવેલાં ધોરણોએ ખર્ચવાની છે. આવા શુભ આરંભથી બીજા જે સદ્‌ગૃહસ્થોની ઈચ્છા કાંઈ જ્ઞાતિહિતનાં કાર્યોમાં રકમો આપવાની હશે તો તેઓ વિના સંકોચે તેમ પોતાની રકમ હેલો હરકત આવવાના ભયથી મુક્ત કરી આપી શકશે; કારણ આ સંસ્થા રજીસ્ટર્ડ હોઇને તે પોતાનો હિસાબ પ્રસિદ્ધ કરવા બંધાયલી છે, અને મૂળ ધોરણથી ચુકીને કાંઈ ખર્ચ કરવામાં આવે તો તે માટે તે જવાબદાર પણ ઠરેલી છે.

તે પછી સ્વ. સૌ. રવિલક્ષ્મીના સ્મરણમાં તેમના પુત્ર રા. શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિકે રૂપીઆ ૧૦૦ ની સાડા ત્રણ ટકાની નોટ વ્યાજમાંથી સ્તોત્રો આપવા આપી. પછી સ્વ. વસન્તબાના સ્મરણ અર્થે તેમના પિતા રા. છગનલાલ હરિલાલ પંડ્યા તથા પતિ રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યાએ મળીને રૂપીઆ ત્રણસોની સાડા ત્રણ ટકાની નોટ, વ્યાજમાંથી અંગ્રેજી શાળામાં ભણતી છોકરીઓને ઇનામ આપવા માટે આપી. તે પછી સને ૧૯૧૯ માં સ્વ. સૌ. કુંદનવિદ્યા બાલાજીના સ્મરણાર્થે તેમના પતિ રા. અંબાલાલ બુલાખીરામ જાનીએ બસો રૂપીઆની નોટ ભરતગુંથણનું ઇનામ તેના વ્યાજમાંથી આપવાને આપી. આમાંની છેલ્લી બે રકમોની નોટ ( રૂા. ૩૦૦ ને ૨૦૦ ) હજી શ્રી વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિના સમાજના ટ્રસ્ટીઓને સુપ્રત થયેલી નથી.

આ ઉપરાંત આ સમાજ પાસે પોતાનો દ્રવ્ય સંગ્રહ છે અને તે નડીઆદ સેવીંગ્સ બેંકમાં સમાજને ખાતે રાખેલો છે. તેની કંઈક વિગત આ પ્રમાણે છેઃ—૩૦૦ ની સાડા ત્રણ ટકાની નોટ છે, ૬૦૦ નાં કૅશ સર્ટીફીકેટો, અને રૂા. ૩૦૦ ને આશરે રોકડા છે. ઉપપ્રમુખ રા. મગનલાલ લક્ષ્મીશંકરની સહીથી રકમ ઉપડી શકે એવું એ ખાતું છે. કૅશ સર્ટીફીકેટો હાલ રા. મગનલાલ લ. વોરા અને રા. ગજેન્દ્રશંકર જટાશંકર પંડ્યાને નામે પાંચ વર્ષની બાંધણીનાં લીધેલાં છે.



# શ્રી લલિતા વનિતાશ્રમનું ટ્રસ્ટડીડ.*

## ( સ્ટૅમ્પના કાગળ રૂ. ૨૦+૫+૧૨॥ એકંદર રૂ. ૩૭॥ )

અમો નરહરરામ માધવરામ ત્રિપાઠી તથા રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી આ ડીક્લેરેશન ઑફ ટ્રસ્ટ ( Declaration of trust ) થી જણાવીએ છીએ કે અમોએ શ્રી લલિતા વનિતાશ્રમ નડીઆદમાં અમારા કાજી ચકલે શ્રી નાથજીની જગામાં અમો નરહરરામ માધવરામના ઘરમાં સને ૧૯૧૩ ની સાલમાં સ્થાપ્યું છે અને નિભાવ સારૂ રૂાં. ૫ ) પાંચ ટકાની રૂ. ૩૦૦૦ ત્રણ હજારની મુંબાઈ મ્યુનિસીપાલ લોન જેના નંબરો ૯૯૦૭–૮, ૯૦૦૯–૧૦, ૯૯૧૧–૧૨ છે અને જેની કીંમત આજના બજાર ભાવે રૂ. ૨૬૪૨ છે. તથા સાડા ત્રણ ટકાની રૂ. ૧૦૦૦ ) એક હજારની સરકારી પ્રોમીસરી નોટ જેનો નંબર B ૦૪૩૭૨૮ છે અને જે હાલના બજાર ભાવે રૂ. ૫૮૦ ) છે તે જુદી જુદી કહાડી છે. અને તેનો ઉદ્દેશ ઉંચ્ચ વર્ણની હિંદુ કુમારીકા સધવા તથા વિધવા બ્હેનોની શારિરીક, માનસિક, નૈતિક ઉન્નતિ કરવાની છે. મજકુર આશ્રમ ચલાવવા સારૂ જાનેવારી સને ૧૯૨૧ માં અમોએ મેનેજીંગ કમીટી નીચે જણાવેલા ૧૩ તેર ગૃહસ્થોની નીમી છે. જેમનાં નામ ( ૧ ) રા. બા. નાથાભાઈ અવિચલદાસ દેસાઈ ( ૨ ) રા. ધર્મસુખરામ તનસુખરામ ( ૩ ) નરહરિરામ માધવરામ ત્રિપાઠી ( ૪ ) ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા, ( ૫ ) બટુકશંકર ગિરધરલાલ ( ૬ ) ત્રિકમલાલ સાંકલચંદ પરિખ ( ૭ ) ગં. સ્વ. શાંતાબ્હેન ( ૮ ) મગનલાલ લક્ષ્મીશંકર વ્હોરા ( ૯ ) શેઠ ભોગીલાલ હરીભાઈ ( ૧૦ ) પોપટલાલ ઝવેરીલાલ યાજ્ઞિક ( ૧૧ ) ગોપાળદાસ વિહારીદાસ ( ૧૨ ) ચંદ્રપ્રસાદ મોતીભાઈ પંડ્યા ( ૧૩ ) બાબાસાહેબ ઉર્ફે ભગવાનદાસ ગીરધરદાસ દેસાઇ, આ કમીટીના મેમ્બર ઓછામાં ઓછા દશ રહેશે. ટ્રસ્ટીઓ એકસ ઓફીસીયો મેનેજીંગ કમીટીમાં સભાસદ રહેશે. પણ તે આશ્રમ ચલાવવા સારૂ કાયદેસર ટ્રસ્ટડીડ થયું નથી તેથી અમો જણાવીએ છીએ કે મજકુર આશ્રમના ઉપરનાં નાણાં તથા હવે પછી જે નાણાં સદ્‌ગૃહસ્થો તરફથી આપવામાં આવે તેનો બરોબર ઉપયોગ થાય તે સારૂ નીચેના ગૃહસ્થોને અમે ટ્રસ્ટીઓ નીમીએ છીએ.

૧ ) રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.
૨ ) રા. ત્રિકમલાલ સાંકલચંદ પરીખ.
૩ ) રા. બ. નાથાભાઇ અવિચલદાસ દેસાઈ.
૪ ) ગં. સ્વ. શાંતાબ્હેન મગનલાલ.
૫ ) રા. ભોગીલાલ હરીભાઈ.

૨. આ ટ્રસ્ટીઓ પોતામાંથી એકને મેનેજીંગ ટ્રસ્ટી અને ટ્રેઝરર નીમી શકશે. રા. નરહરરામ માધવરામ અને રા. રમણીયરામ ગોવર્ધનરામ તથા તેમના વારસોને પોતાની વતી એકમતે આપેલું નામ ટ્રસ્ટના બોર્ડમાં તેમ જ મેનેજીંગ કમીટીના મેમ્બરમાં ચાલુ રાખવા અધિકાર છે. ( રા. રા. નરહરરામ માધવરામ અને રા. રા. રમણીયરામ ગોવર્ધનરામને તેમના વારસોને પોતાવતી એકમતે આપેલું નામ ટ્રસ્ટીના બોર્ડમાં તેમ જ મેનેજીંગ કમીટીના મેમ્બરમાં ચાલુ રાખવું. ) અને મજકુર ટ્રસ્ટીઓને નામે અમોએ રૂ. ૩૦૦૦ ) ત્રણ હજાર પાંચ ટકાની મુંબાઇના મ્યુનિસીપાલ બોન્ડ તથા રૂ. ૧૦૦૦ ) એક હજારની સાડા ત્રણ ટકાની સરકારી નોટ ચઢાવી છે તથા જુદા ગૃહસ્થોએ આપેલા રૂ. ૧૫૦૦ ) પંદરસો તેમને સ્વાધીન કરેલા છે. મજકુર સીક્યુરીટીઓ હંમેશાં કાયમ રાખવી. અને ફકત તેનું વ્યાજ મજકુર આશ્રમ સારૂ ખરચવા ટ્રસ્ટીઓએ મેનેજીંગ કમીટીને આપવું અને મજકુર રૂ. ૧૫૦૦) પંદરસોમાંથી રૂ. ૧૦૦)એકસો રા. જેઠાલાલ વરજભાઇએ અમુક સરતે આપેલા છે જે સરતો નીચે જણાવેલી છે. તેથી રૂ. ૧૫૦૦ ) પંદરસોમાંથી રૂ. ૧૪૦૦ ) ચૌદસો તથા તેનું જે વ્યાજ ઉત્પન્ન થાય તે મજકુર આશ્રમ સારૂં ખરચવા મેનેજીંગ કમીટી જણાવે તો તેમાંથી જેટલા રૂપીઆ જોઇએ તો તે આપવા. મજકુર મેનેજીંગ કમીટીને તે આશ્રમનો નિભાવ હમેશાં કાયમ રહે તે સારૂ એક કાયમનું ફંડ કરવાની તથા તેમાં સદ્‌ગૃહસ્થો પાસેથી નાણાં ભરાવવાની સત્તા આપવામાં આવે છે અને રૂપીઆ ભરનારે કોઈ પણ જાતની ખાસ સરત કરી ન હોય તો તે રૂપીઆ તથા તેનું જે વ્યાજ ઉત્પન્ન થાય તેની વ્યવસ્થા મેનેજીંગ કમીટી ઠરાવે તે પ્રમાણે કરવી. આ આશ્રમના હેતુ પાર પડે તેવા આશયથી ખાસ ઉપયોગ કરવાની સરતે નાણાં આપવામાં આવે તો તે સ્વીકારવાને ટ્રસ્ટીઓને તેમ જ મેનેજીંગ કમીટીને છુટ છે.

---

* આ ફંડની રકમ હાલ લગભગ રૂ. ૨૦ થી ૨૧ હજારની વધીને થઇ છે તે માટે તેને મદદ કરનારાઓનો આભાર માનું છું.

૩. મજકુર મેનેજીંગ કમીટી પોતામાંથી પ્રમુખ તથા સેક્રેટેરી નીમશે અને ટ્રેઝરર પોતામાંથી અથવા બ્હારનો નીમી શકશે. અને ઓડીટર તરીકે બહારના કોઈ પણ ગૃહસ્થની નીમણુંક કરશે. કમીટીનો કોઈ પણ ગૃહસ્થ ગુજરી જાય અથવા રાજીનામું આપે તો અમારી હૈયાતીમાં અમો તે જગ્યાએ લાયક ગૃહસ્થને નીમીશું અને અમારી હૈયાતી બાદ મજકુર મેનેજીંગ કમીટીના બાકી જે ગૃહસ્થો રહેલા હોય તેઓને મેજોરીટીથી મેનેજીંગ કમીટીમાં જેટલી જગ્યાઓ ખાલી પડી હોય તે સારા સનાતન ધર્મ પાળનારા ઉચ્ચ વર્ણના હીંદુ સદ્‌ગૃહસ્થો અથવા સ્ત્રીઓથી ભરવા સત્તા આપવામાં આવે છે અને મજકુર મેનેજીંગ કમીટીએ મજકુર આશ્રમનો વહીવટ કરવો પણ તે આશ્રમને લગતી સીકયુરીટીઓ તથા રોકડાં નાણાં હમેશાં ટ્રસ્ટીઓના કબજામાં રહેશે.

૪. મજકુર ટ્રસ્ટીઓમાંથી કોઇકની કજા રજા થાય અથવા કોઈ રાજીનામું આપે તો અમોને અમારી હૈયાતીમાં તે જગ્યાએ બીજો ટ્રસ્ટી નીમવા અધિકાર છે. અને અમારી હૈયાતી બાદ બાકી રહેલા ટ્રસ્ટીઓએ બીજા ટ્રસ્ટીઓ નીમવા પણ હમેશાં આશ્રમના ફંડના ઓછામાં ઓછા ત્રણ ટ્રસ્ટીઓ રહેવા જોઇએ અને કોઈ જગ્યા ખાલી પડ્યા પછી ત્રણ માસમાં અમો અથવા અમારી હૈયાતી બાદ હાલના બાકી રહેલા ટ્રસ્ટીઓ ખાલી પડેલી જગ્યા ના પુરે તો મેનેજીંગ કમિટીને ખાલી પડેલી જગ્યા પુરવાની સત્તા આપવામાં આવે છે. આવી રીતે ટ્રસ્ટી નીમવાનો પ્રસંગ આવે તે વખતે મેનેજીંગ કમીટીની સંખ્યામાંથી અડધ ઉપરાંતના મતથી પસંદ કરેલા ગૃહસ્થને ખાલી પડેલી જગ્યાએ ટ્રસ્ટી તરીકે નીમવા. અમારી તથા હાલમાં આ ટ્રસ્ટથી નીમેલા બાકીના ટ્રસ્ટીઓની હૈયાતી બાદ ટ્રસ્ટીઓ નીમવાની સત્તા મેનેજીંગ કમીટીના હાથમાં રહેશે. મજકુર ટ્રસ્ટીઓ પોતપોતાનાં કૃત્ય સારૂ જ જોખમદાર રહેશે. બીજા ટ્રસ્ટીઓનાં કૃત્ય સારૂ જોખમદાર રહેશે નહિ.

૫. મજકુર આશ્રમના રોકડા નાણામાંથી ખરચ સારૂ જોઇતા રૂપીઆ રાખીને બાકીની રોકડ રકમ એન. એમ. ત્રિપાઠીના કંપનીમાં રાખવા અને તેનું વ્યાજ મજકુર કંપની દર વરસે દર સેંકડે ટકા ૭॥ સાડાસાત આપશે. અને મજકુર કંપનીમાં અમો બન્નેમાંથી કોઇનો ભાગ ન હોય ત્યારે તે રોકડ રકમ હમેશાં સરકારી સીકયુરીટીઓમાં સઘળા મ્યુનીસીપાલ અથવા પોર્ટ ટ્રસ્ટ બોર્ડમાં અથવા સીકયુરીટીવાળા શેરોમાં રોકવા અથવા સધ્ધર જામીનગીરી લેઇને રાખવા. મજકુર આશ્રમ સારી રીતે ચાલે તે સારૂ ધારાઓ બાંધવાની સત્તા મેનેજીંગ કમીટીને છે.

૬. મજકુર આશ્રમનું કામ હાલમાં અમો નરહરરામ માધવરામ ત્રિપાઠીના ઘરમાં ટીકા નં. ૧૦ માં સ૦ નં. ૨૨૭ ચાલે છે અને એ પ્રમાણે ઉપયોગ કરવા પુરતાં જ આ ઘરનો ચાલુ વપરાશનો ભાગ અમો નરહરીરામ માધવરામ ત્રિપાઠીએ આશ્રમના ટ્રસ્ટીઓને આપ્યો છે. પણ તે માટે જો અમો નરહરીરામ માધવરામ ત્રિપાઠી કે રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી પૈકી કોઇની ઇચ્છા તે ઘરમાં આશ્રમ ચલાવવાની ન હોય તો મેનેજીંગ કમીટીએ બીજી જગ્યા ભાડે લેઇ અથવા જો તેમની પાસે પુરતાં નાણાં હોય તો વેચાતી લેઈ તેમાં મજકુર આશ્રમ ચલાવવું. પણ તે આશ્રમનું નામ "લલિતા વનિતા આશ્રમ" નું જ કાયમ રાખવું, તે નામ બદલવાની મેનેજીંગ કમીટીને કે ટ્રસ્ટીઓને કોઇને પણ સત્તા નથી. ( જો કોઈ પણ વખતે તે આશ્રમ બંધ કરવામાં આવે તો તે આશ્રમને લગતી અમોએ ઉપર લખેલી સીકયુરીટીઓ આપેલી છે તે તથા બીજી જે જે મીલ્કત બીનસરતે સ્વતંત્ર હોય તે સઘળી મીલકત શ્રીનાથજીનું અમારૂં મંદીર જે નડીઆદમાં છે તેના નિભાવ સારૂ આપવી. ઉપર પેરા ૨ બે માં બતાવેલી રૂ. ૧૫૦૦ પંદરસોમાંથી રૂ. ૧૦૦ ) એકસો અમદાવાદના રા. બા. જેઠાલાલ વરજભાઇએ એ સરતે આપેલી છે કે તેનું વ્યાજ આ આશ્રમમાં શીવણ કામમાં વાપરવું. ને જો આશ્રમ બંધ પડે તો મુદલ એકસોની રકમ ડાકોરમાં શ્રી રણછોડરાયજીના મંદીરમાં અર્પણ કરવી. આ સરતે તેમણે રૂ. ૧૦૦ એકસો આપેલા છે અને તે જ પ્રમાણે ટ્રસ્ટીઓએ તથા મેનેજીંગ કમીટીએ રૂ. ૧૦૦ એકસોની વ્યવસ્થા કરવી. ટ્રસ્ટીઓ આ ટ્રસ્ટ પૈકી કોઈ પણ એક અગર બીજી સરતો સરવાનુમતે ફેરવી શકશે.

અમો નીચે સહી કરનાર ટ્રસ્ટીઓ ઉપર લખેલી સરતો પ્રમાણે ચાલવા કબુલ કરીએ છીએ.

તારીખ ૧૧ માહે એપ્રીલ સને ૧૯૨૨.

| શાખ. | |
|---|---|
| | સહી નરહરિરામ માધવરામ સહી દા. પોતે. |
| સહી ગિરધરલાલ હરિલાલ મહેતા, સોલીસીટર. | સહી રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી. |
| સહી ભાનુશંકર હરિશંકર યાજ્ઞિક. | સહી નાથાભાઈ અવિચલદાસ દેસાઈ. |
| સહી દવે શંકરલાલ બાપુજી શાખ દા. પોતે નડીયાદ. | સહી શા. ભોગીલાલ હરિલાલ |
| | સહી ત્રિકમલાલ સાંકળચંદ પરીખ. |
| | સહી ગં. સ્વ. શાન્તાબ્હેન મગનલાલ. |

## ૧૯૨૨ ના મે માસમાં આશ્રમની મેનેજીંગ કમિટિની ભરાયલી સભામાં રજુ થયેલા કેટલાક પત્રોમાંનો એક

### ( ૧ )

**લલિતા વનિતાશ્રમના મ્હે. ટ્રસ્ટીઓ તથા મેનેજીંગ કમીટીના મેમ્બરો.**

આજરોજ આશ્રમનું ટ્રસ્ટ આપની સમક્ષ વાંચી બતાવતાં મ્હને આનંદ થાય છે અને તે સાથે મ્હારે માથેથી એક જાતનો ભાર ઓછો કરવા બદલ તમો સર્વનો આભાર માનું છું, અને આશા રાખુંછું કે હવેથી આ આશ્રમ આપનું પોતાનું જ છે એમ ગણીને તેને જેમ બને તેમ સારા અને સ્થાયી પાયાપર મુકશો અને આશ્રમમાં ભણતી બ્હેનોનો જેમ બને તેમ સર્વ રીતે ઉદ્ધાર કરવામાં આપ સર્વે તન, મન, અને ધનથી મદદ કરશો તથા આપના સર્વ સંબંધી સ્નેહીઓને મદદ કરવાને યોગ્ય લાગે તેમ પ્રયાસ કરશો. બ્હેનોને સારી જાતની કેળવણી આપવી તે દેશનો ઉદ્ધાર કર્યા બરોબર છે. અને દેશનો ઉદ્ધાર થશે તો આપણા સર્વનો, આપણા કુટુંબનો પણ ઉદ્ધાર થશે અને તેમાં જ શ્રી પરમાત્મા રાજી છે તે આપના જેવા સુજ્ઞોને કહેવાની જરુર નથી તે છતાં કહું છું તો તેમાં કોઈ રીતે અવિવેક થતો હોય તો માફ કરશો.

હવે આ આશ્રમની ઉન્નતિ કરવા તેને સારા પાયા ઉપર મુકવું તથા તેની શોભા આબરૂ મોભો વધારવો તે આપ સર્વની ફરજ છે.

આજસુધી આ આશ્રમનો જે કાંઈ નિભાવ થઈ શકયો છે તે અને અત્યારે જે સ્થિતિ છે તે આપ સર્વની તથા આપના જેવાજ સર્વ ભાઈ બહેનોની આ આશ્રમ પ્રત્યે મમતાને જ આભારી છે.

આ આશ્રમને જે જે ગૃહસ્થોએ તથા બ્હેનોએ આજ સુધીમાં મદદ કરી છે તેનું લીસ્ટ આ સાથે છે.

આ અને બીજા જે જે ગૃહસ્થો તરફથી આજસુધીમાં જેવી રીતે મદદ મળી છે તેવી જ રીતે ભવિષ્યમાં પણ મદદ મળતી રહેશે તથા તેમના સ્નેહીઓ તરફથી મદદ અપાવતા રહેશે એમ ધારીને તે સખાળાઓનો આભાર માનું છું. કાંઈ સરત ચુકથી કોઈ ગૃહસ્થનો આભાર માનવાનું રહી જતું હોય તો તે માટે દરગુજર કરશે એવી આશા છે.

આ આશ્રમની વ્યવસ્થા કરવાને ટ્રસ્ટીઓ તરીકે તથા મેનેજીંગ કમીટીના મેમ્બર તરીકે તથા શિક્ષિકાઓ તરીકે આપ સર્વ ભાઈઓ તથા બ્હેનોએ સ્વીકાર કર્યો છે તે બદલ આપ સર્વનો ફરીથી ઉપકાર માનું છું.

આ આશ્રમને અંગે મ્હારી સ્વ. ધર્મપત્ની અ. સૌ. વિષ્ણુલક્ષ્મીના નામથી એક કથાશાળા સ્થાપવામાં આવી છે તે ચાલુ રહે તે માટે રૂ. ૧૫૦૦ અંકે પંદરસોની રકમ એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપનીમાં મ્હારી સ્ત્રીના નામથી તા. ૧-૬-૨૨ ના રોજ અનામત મુકવામાં આવશે અને તેનું વ્યાજ દરવરસે દરસેંકડે ૭ાા અંકે સાડા સાત ટકા લેખે વરસની આખરે આપવામાં આવશે. પણ તેમાં સરત માત્ર એટલીજ કે સવારે અથવા સાંજે અનુકૂળતા પ્રમાણે નિયમિત રીતે દરરોજ એક કલાક શિક્ષિકાઓમાંથી કોઈ પણ એક બહેને કથા કરવી અને તે વખતે આપણા સનાતન ધર્મનાં પુસ્તકો અથવા સ્ત્રીઓને ઉપયોગી તથા બોધ મળે તેવાં પુસ્તકો વાંચવાં, કોઈ કારણસર જે માસમાં છ ( ૬ ) કરતાં વધારે દીવસ આવી રીતે કથા કરવામાં નહિ આવે તે માસના વ્યાજના રૂપીઆ ( હીસાબે રૂ. ૯-૬-૦ નવ રૂપીઆ ને છ આના ) આશ્રમને ન આપતાં મ્હારી મરજી પ્રમાણે વાપરવાનો હક હું મ્હારી પાસે રાખું છું. અને મ્હારી હયાતી બાદ મ્હારા વારસને આપું છું. દાખલા તરીકે જે માસમાં ૨૩ દીવસ કથા કહેવાશે તે માસના રૂપીઆ આશ્રમ માગી શકશે નહિ. એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપનીમાં મ્હારો ભાગ બંધ થાય અને મ્હારા કોઈ હકદાર વારસનો તેમાં ભાગ ન હોય તો તે વખતે સદર વ્યવસ્થા કેવી રીતે કરવી તે મેં વીલ ન કર્યું હોય અને ઉપર પ્રમાણે કથાશાળા ચાલતી ન હોય તો તે બાબતનો હક મ્હારા વારસને આપું છું.

છેવટમાં આટલી બધી તસ્દી તમો સર્વ ભાઈઓ તથા બ્હેનોને આપી છે તથા આપ સર્વનો અમૂલ્ય વખત લીધો છે તે બદલ આપ સર્વનો આભાર માનું છું અને આશા રાખુ છું કે આ આશ્રમને ભવિષ્યમાં સારા અને સ્થાયી પાયા ઉપર મુકવાને આપનાથી બનતો પ્રયત્ન કરશો જ.

લી. આપનો સેવક,

( સહી ) **નરહરરામ માધવરામ ત્રિપાઠી.**

"Blessed is he who has found his work
in the world and does it, making
his claim to wages a zero."



**રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.** બી. એ., એલ્‌એલ્‌. બી.
જન્મ સંવત ૧૯૧૧ વિજ્યાદશમી. ઈ.સ. ૧૮૫૫ તા. ૨૦મી ઑક્ટોબર, શનિવાર.
અવસાન સંવત ૧૯૬૩. પોષ વદિ ૫. ઈ.સ. ૧૯૦૭ તા. ૪થી જાન્યુઆરી, શુક્રવાર.

# પ્રસ્તાવના



ગુજરાતમાં નાગર બ્રાહ્મણ અને નાગર વાણીયા એવી બે જ્ઞાતિઓ નાગર વિશેષણથી જાણીતી છે. તેમનો વાસ ઘણું ખરું ગામડાંમાં નહી પણ નગરમાં હોય છે અને તેમનો અસલ વાસ નગરોમાં હોવાથી નાગર નામ પડેલું છે. નાગર બ્રાહ્મણોમાં છ પ્રકાર છેઃ ૧. વડનગરા, ૨. વીસનગરા, ૩. સાઠોદરા, ૪. પ્રશ્નોરા, ૫. કૃષ્ણોરા, અને ૬. ચિત્રોડા. "ખટ મ્હોડા, ખટ નાગરા" વાકય પ્રસિદ્ધ છે.

વડનગર ઉપરથી વડનગરા અને વીસનગર ઉપરથી વીસનગરા નામ છે. બે નગરો જોડાજોડ છે અને આ બે નાતોના આચાર ઘણી વાતમાં એક છે; પણ વીસનગરાઓમાં અપર વર્ણની પેઠે અનેક જીવતી સ્ત્રીઓ સાથે એક પુરૂષે લગ્ન કરવાનો આચાર છે, અને વડનગરાઓમાં એક સ્ત્રી જીવતે બીજી થઈ શકતી નથી. ખંડવાના વડનગરા નાગર બ્રાહ્મણોમાં અનેક સ્ત્રીઓ કરવાનો આચાર ચાલ્યો છે, તેથી ગુજરાતના વડનગરાઓ તેમનો સંસર્ગ કરી શકતા નથી. ગુજરાત શીવાય મથુરા, કાશી, કલકત્તા, ઉજ્જણ, વિગેરે નગરોમાં વડનગરા નાગર બ્રાહ્મણો છે. ગુજરાતમાં કાઠીયાવાડ અને કચ્છનાં મુખ્ય નગરો, ડુંગરપુર, વાંસવાડા, અરથુણા, મુંબાઈ, પાટણ, અમદાવાદ, વડોદરા, સુરત, નડીઆદ, મહુધા, ઠાસરા, કપડવણજ, ખંભાત, પેટલાદ, કરનાળી, સીનોર, કાલોલ, ગોધરા, સંખેડા, અને વડનગર, એટલાં નગરોમાં આજ જાણ્યા પ્રમાણે આ નાતની વસ્તી છે. વડનગરમાં માત્ર એકાદ બે કુટુંબ જ છે. નડીઆદ, પેટલાદ વિગેરેનો બાર ગામનો જથ્થો અસલ કહેવાતો. આજ જાણવામાં આટલાં જ નગરમાં વડનગરાનો વાસ છે, પણ તેમનો એક જથ્થો કહેવાતો નથી. વડનગરાઓના ઇષ્ટ દેવ હાટકેશ્વર ગણાય છે અને જ્યાં તેમનાં નગર ત્યાં એ દેવનું મન્દિર હોય છે.

આ શીવાય જુના કાળમાં બહિષ્કાર પામેલા નાગરોની "બારડ" નાતો છે. તેમાં બારડ વડનગરાઓ પણ હોય છે, પણ તેમની સંજ્ઞા તથા નાતનો "વડનગરા નાગર બ્રાહ્મણો" માં સમાસ થતો નથી.

છએ નાગરોમાં ગૃહસ્થ અને વૈદિક એવા બે વર્ગ છે. ગૃહસ્થ દક્ષિણા લેતા નથી, વૈદિક લે છે; પણ તેમનામાં પ્રશસ્ત આચાર પાળનાર બીજી વર્ણો પાસેથી લેતા નથી ગૃહસ્થો અને વૈદિકો વચ્ચે ક્વચિત કન્યા-વ્યવહાર છે પણ ઘણે ખરે સ્થાને નથી; ભોજનવ્યવહાર તેમના વચ્ચે સર્વત્ર છે. બીજી કોઈ નાતનાઓનું અને વીસનગરાઓનું પણ પાણી અથવા ભોજન વડનગરાઓને અસલ નિયમ પ્રમાણે ખપતું નથી. પણ આ નિયમનો કેટલેક ઠેકાણે કાળબળે ગુપ્તપણે આચાર થયા છે; પ્રસિદ્ધપણે એ નિયમભંગ કરનારને નાતબ્હાર મૂકવાની શિક્ષા સર્વત્ર સ્વીકારાય છે. જે નગરમાં ગૃહસ્થો અને વદિકો ઉભય હોય છે ત્યાં વૈદિક વર્ગ ગૃહસ્થોનું ગોરપદું અસલમાં કરતા. હાલમાં સુરત અને અમદાવાદમાં એ ગોરપદું અથવા યજમાનવૃત્તિનો ઉદ્યોગ ભાગી પડ્યો છે, અને પેટલાદમાં ભાગવા માંડ્યો છે. નડીઆદમાં ઓછામાં ઓછાં સો વર્ષથી એ ઉદ્યોગનું ચિન્હ સરખું નથી. ત્યાંના વડનગરાઓ સર્વ વૈદિક છે અને વ્યાપાર, નોકરી, તથા બીજા ઉદ્યમ કરે છે. પણ ત્યાં ગૃહસ્થોની વસ્તી બીલકુલ નથી અને યજમાનવૃત્તિ પણ નથી. એ નગરના પ્રાચીન કાળમાં ત્યાં ગૃહસ્થોની વસ્તી હતી તે હાલના નાગરવાડામાં હતી અને વૈદિક વર્ગનાં ઘર કંસારવાડા આગળ નાગરકુઇને સ્થાને હતાં એમ કહેવાય છે. હાલના નાગરવાડામાં મહુધા પેટલાદના બે ગૃહસ્થોનાં ઘર થોડાં વર્ષ ઉપર જ હતાં, પણ તેઓનો નિવાસ ત્યાં ન હતો. એમ કલ્પવામાં આવે છે કે નડીઆદ ઈંગ્રેજ સરકારના હાથમાં ગયું તેવામાં ગૃહસ્થો મહુધા, પેટલાદ વિગેરે ગામોમાં જતા રહ્યા.

નડીયાદમાં જે વડનગરાઓ હાલ છે તેમાં સઉથી વધારે વસ્તી જાનીઓની છે. એથી ઓછી પંડ્યાઓની, એથી ઓછી ત્રવાડીઓની, અને દવેની સઉથી ઓછી છે. આ શીવાય બીજી અવટંક નડીઆદમાં નથી. ચાંપનેરનું રાજનગર ભાગ્યું તેવામાં ત્યાંથી આવીને જાનીઓ નડીઆદમાં વસેલા છે. બીજાઓ મહુધા, ખંભાત વિગેરે સ્થાનેથી આવેલા છે. નડીઆદના વતની વડનગરાઓ કેટલાક કાશીનિવાસી થયલા છે. કેટલાક ધંધાને અર્થે મુંબાઈ, કાઠીયાવાડ, વિગેરે સ્થાને છે. પણ તેમનું વતન હજી નડીઆદ જ છે. એમનો કન્યાવ્યવહાર નડીઆદમાં ને નડીઆદમાં હતો, પણ પેટલાદ, સુરત, અમદાવાદ, અને જુનાગઢ સાથે હાલમાં કન્યાવ્યવહાર

ચાલ્યો છે. જુના કાળમાં પેટલાદ સાથે હતો, અને સુરતના પત્થરવાળા મયત ગવરીશંકર નવનીધરાયના કુળને મૂળ સંબંધ નડીઆદના જાનીઓમાં હતો. નડીઆદ પેટલાદના વડનગરાઓ મુંબાઈ સાથે ધંધા અર્થે એંશી નેવું વર્ષથી વ્યવહાર રાખતા આવેલા છે.

નડીઆદની આ નાતમાં ચાળીશ અને પંદર એવાં બે તડ અસલનાં પડેલાં છે. ત્રવાડી ધીરજરામ આ લેખકના પિતામહ હતા. તેમના પિતા મોહનરામને સુરત, વડોદરા, મદ્રાસ, રતલામ, તથા પેટલાદ વ્યાપાર હતો અને સુરત, રતલામ તથા નડીઆદમાં દુકાનો હતી. એમની દુકાન સંવત ૧૮૬૫ ના અરસામાં ભાગી અને તેમનું મરણ થયું. એમના દેવાને માટે ધીરજરામને એકાદ દિવસ કાચી જેલમાં રહેવું પડ્યું અને તેથી નાતવાળાએ તેમને નાતબ્હાર મૂકયા, સંવત ૧૮૬૯–૧૮૭૦ માં ધીરજરામ રોજગારને માટે મુંબાઈ ગયા અને કેટલેક વર્ષે કાંઈક કમાઈ કરી, પિતાના લ્હેણદારોનાં દેવાં પતવવા નડીઆદ આવી ગયા તે પ્રસંગે એમનાં મ્હોટાં પુત્રી ઉત્તમકુંવરનો વિવાહ પંડયા ગોકુળજી કાશીનાથવાળા રઘુનાથજી ઇશ્વરજી વેરે કરેલો હતો. ઇશ્વરજી પંડ્યાનું ઘર નડીઆદમાં તેમ નાતજાતમાં અને પરદેશમાં કાશી સુધી તે કાળે પ્રખ્યાત હતું અને તેમનો વ્યાપાર બ્હોળો હતો. કાશીથી નડીઆદની નાગરી નાતમાં લ્હાણું કરવાને ઇશ્વરજી પંડયા ઉપર કાગળ આવેલો અને તે લ્હાણું ધીરજરામે લીધું. એટલે નાતનાં તડ ત્યારથી સજડ બંધાયાં. ધીરજરામ અને તેમના તડમાં બધાં મળી પંદર ઘર રહ્યાં અને બીજા તડમાં ચાળીસ ઘર રહ્યાં, તે પ્રમાણે તડનાં નામ પડયાં. ચાળીસવાળાએ પોતાના તડને ધર્મપક્ષ કર્યો ઉત્તમકુંવરના સાસરાના પ્રસંગે પોતાનો પક્ષ બંધાયો માટે પોતાના પંદરના તડનું નામ ધીરજરામે ઉત્તમપક્ષ પાડયું. ધર્મપક્ષવાળાએ હાટકેશ્વરના ભંડારા ( ઉત્સવ ) ધર્મપુરીમાં કરવા માંડ્યા અને ઉત્તમપક્ષવાળાએ ગોકુળજી પંડ્યાની માલકીના હાટકેશ્વરના મંદિરની ધર્મશાળામાં ભંડારા કરવા માંડયા. પંદરવાળા થોડા અને દ્રવ્યવાન હતા અને ધીરજરામે એ તડમાં વારંવાર બ્રહ્મભોજન કરાવવામાં દ્રવ્ય ખરચ્યું. એ તથા બીજા કારણોથી ચાળીસવાળા સમાધાની ઉપર આવ્યા અને પેટલાદના કોઈ શ્રીમંત સજ્જને નડીઆદ આવી સર્વને, નાત કરી, એકઠા જમાડ્યા. હાલ એ તડ નામનાં જ રહ્યાં છે. માત્ર બે તડના ભંડારા જુદા થાય છે અને બે તડનાં વાસણ, નોતરીયા, વગેરે જુદાં છે.

નડીઆદમાં વડનગરાઓનો નિવાસ હાલ નાગરવાડામાં છે તથા થોડાંક ઘર કંસારવાડે છે. નાગરવાડાનો આરંભ કાજી ચકલા આગળ મહાલક્ષ્મીના મંદિર આગળથી થાય છે. અને તેમાં મુખ્ય પોળો જાની વરજભાઈવાળી, ઝગડીયા પાડાની, ત્રવાડી વ્હાલાભાઈની, વાણીયાવાળી, તથા પીપળાવાળી છે, અને તે શીવાય ખડકીઓ ધર્મપુરીવાળી, કીરપારામ અંબાદત્તવાળી, અને ઝવેરીલાલ ઉમીયાશંકરવાળી છે. આ શીવાય પીંઝની ભાગોળ સુધી ન્હાની મ્હોટી ખડકીઓ હતી, પણ તેમાંથી હાલ થોડાંક વર્ષથી નાગરી નાતની વસ્તી શૂન્ય થઈ છે.

નડીઆદના વડનગરાઓમાં કુળધર્મ શિવમાર્ગ, વૈષ્ણવ સંપ્રદાય, સ્વામીનારાયણ, અને કબીરપંથ છે. સામ્રત કાળમાં શાંકર વેદાંત માર્ગ પરિચિત થયો છે. કબીરપંથમાં કેટલાંક વર્ષ ઉપર જ્ઞાનદાસજી નામના ગુરૂ હતા. સ્વામીનારાયણવાળાઓને વડતાળના મહારાજ ગુરૂ છે. શૃંગેરીવાળા શંકરાચાર્ય સર્વ બ્રાહ્મણના ગુરૂ ગણાય છે. તે સંબંધ નામનો છે. વસ્તુતઃ તેમની સાથે શિવમાર્ગીઓને કે બીજા કોઇને સંબંધ નથી. વૈષ્ણવ સંપ્રદાયમાં શાલિગ્રામ તથા વિષ્ણુની પ્રતિમાઓ શીવાય બીજાનું આરાધન થતું નથી; તેમને ગોસાંઇજી મહારાજો સાથે સંસર્ગ નથી. સ્ત્રીઓની–શક્તિ–માતાઓ ઉપર શ્રદ્ધા છે અને નવરાત્રિ પાળે છે; અસલ અંબાજીની યાત્રા કરવામાં આવતી અને શ્રદ્ધાળુઓ હોમહવન કરે છે; પણ કોઇનો કુળધર્મ કે આચારવિચાર શાક્તસંપ્રદાયનો નથી. નવા કાળને બળે ઈંગ્રેજી વિદ્યાનો પ્રચાર છે અને તે પ્રમાણે ધર્મવિષયમાં નવી વસ્તીના વિચાર બદલાયા છે ને બદલાશે. પણ આચારમાં અન્ય નગરો જેટલી શિથિલતા આવી નથી; માત્ર નવા યુગનું વ્યાવર્ત્તક બળ આચારમાં આવી ગયું છે અને વિચાર પ્રમાણે આચારના રંગ બદલાય છે ને બદલાશે. પાંચ રૂપીઆના પગારથી તે ન્યાયાધીશ, સ્કુલમાસ્તર, કારભારી, અને એથી પણ વધારે સંતોષકારક પદ ઉપરની મળી ન્હાની મ્હોટી નોકરીઓ, પેન્શન, વ્યાજ તથા ધીરધારના તથા સોનાના અને પુસ્તકો તથા સટ્ટા વગેરેના વ્યાપાર, દલાલી, વકીલાત, વગેરે ધંધારોજગારથી આખી નાતનો વ્યવહાર ચાલે છે.

એકાદ બેને બાદ કરતાં બાકીની સર્વ સ્ત્રીઓ લખતાંવાંચતાં જાણે છે અને કવચિત સંસ્કૃત ઈંગ્રેજીનો સ્પર્શ છે. પુરૂષોમાં જુનાઓ જુની પદ્ધતિ પ્રમાણે વ્યાપારલેખ તથા કર્મકાંડ શીખતા તે હાલ ઓછુંવત્તું ચાલે

છે. નવી પ્રજામાં ઈંગ્રેજી પાઠશાળાઓના શિખરભાગ સુધી ઉંચે નીચે સર્વ પગથીયે ચ્હડવાનો ક્રમ બાવીશેક વર્ષથી ક્વચિત્ મન્દ અને ક્વચિત્ વેગથી ચાલ્યો છે. સાર્વજનિક સેવા અને ગ્રંથકારનો ઉદ્યોગ નાતની વસ્તીના પ્રમાણમાં સંતોષકારક છે.

નાગરવાડામાં વૃદ્ધો અવકાશનો વખત નાગરવાડામાં પાટડીના લાંબા ઓટલા ઉપર વાર્તાવિનોદમાં ગાળતા. હાલ હાટકેશ્વરના મંદિરમાં ગાળે છે. એ જ મન્દિરની જોડે પચાસેક હજારના દ્રવ્યવ્યયથી રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ બંધાવેલા ભવ્ય શ્રીઉમેઃકુમારી મંદિરમાં સંભૃત કરેલી ડાહીલક્ષ્મી પુસ્તકશાળામાં ભાવી કાળના વડનગરાઓનો અવકાશકાળ રોકાશે. એ પુસ્તકશાળા શીવાય બીજાં પારમાર્થિક કામમાં પણ વડનગરાઓ અસલથી દ્રવ્ય ખરચતા આવ્યા છે. વ્યાસફળીમાં ભૂધરજી પંડ્યાના વૈદ્યનાથ મહાદેવ અને કીરપાદત્ત પંડ્યાના કુબેરેશ્વર મહાદેવ, પીંઝની ભાગોળે કેશવજીના મહાદેવ તથા પ્રભુશંકરના મહાદેવ, ગામમાં ગોકુળજી કાશીનાથ પંડ્યાના હાટકેશ્વર મહાદેવ, ખોડીયાર માતા ઉપર મુનિમહારાજને ભૂમિદાન આપી તે ઉપર અમારા પિતાએ બંધાવેલા મહાદેવ, કુંડ ઉપર કાશીનિવાસી ભગવંતરામ પંડ્યાના શંખેશ્વર મહાદેવ, કાકાબળીયા પાસેના રાંકડેશ્વરના મંદિર પાસે રા. ઝવેરલાલ ઉમીયાશંકર યાજ્ઞિકના પિતામહ સન્મુખરામના મહાદેવ, ડુમરાલની ભાગોળ ભણી હવે જમેતરામ કાશીરામે જીર્ણોદ્ધાર કરાવેલા કેદારેશ્વર મહાદેવ, જાની રાઘવજી રૂદ્રજીએ કુમ્ભનાથ પાસે સ્થાપેલા ગોપનાથ મહાદેવ, અને સ્ટેશનથી બે માઈલ ઉપરના કામનાથ મહાદેવ, અમદાવાદની ભાગોળે મ્હોટી વાવનો જીર્ણોધ્ધાર તથા તેની સામે મ્હોટી સરે તથા એ ભાગોળ બ્હાર નારાયણસરોવરના આરા તથા હનુમાનનું ન્હાનું દેવાલય વગેરે કરાવવામાં અમારા પિતામહ ધીરજરામે સુમારે રૂ. ૨૦૦૦૦) ખરચેલા તે, અમારા પિતાએ મુગલના કોટ આગળની ગુજરાતી શાળામાં પ્રથમ ઈંગ્રેજી શાળા બેસતી તે ઈંગ્રેજી શાળામાં ચાળીશેક વર્ષ ઉપર હજારેક રૂપીઆ ભરેલા અને નારાયણ સરોવર જોડેનો બાગ દેવતાપૂજનમાં સમર્પેલો તે, વીશેક વર્ષ ઉપર રત્નતળાવના આરામાં વધારો કરાવવા વખતરામ પંડ્યાએ કરેલો વ્યય, મુંબાઈના વડનગરાઓને બજેવ ઉપર યજ્ઞોપવીત પછી બ્રહ્મભોજન માટે મંગળજી પંડ્યાએ નીમેલી રકમ, દોલતરામ કીરપારામ પંડ્યાએ બે હજાર રૂપીઆ ખરચી નડીઆદની જનરલ લાઇબ્રેરીને પોતાના પિતાના સ્મરણાર્થે બાંધી આપેલી ઈમારત, કીરપારામ હોલ, મરનાર હવે જમેતરામ કાશીરામે પોતાની વીશ પચીશ હજારની સર્વસ્વ મીલકતનું અર્પણ કરેલું તેમાંથી ઉભી થયેલી જમેતરામ સંસ્કૃત પાઠશાળા, અને પંડ્યા શ્રીવલ્લભ ભગવાનજીની પાછળ ચાલતું સદાવ્રત. એ પ્રમાણે નડીઆદના નાગર બ્રાહ્મણ જુના અને સાંપ્રત કાળમાં યથાશક્તિ યથાવૃત્તિ પરમાર્થે દ્રવ્ય ખરચતા આવેલા છે તે દ્રવ્ય આજસુધી પારમાર્થિક રૂપે આમ હયાત છે. આ ઉપરાંત અમારા પિતાની ઈચ્છાનુસાર કાજી ચકલાપાસે શ્રીનાથજીનું મંદિર તેમના વર્ષમાં કરાવેલું છે.

નડીઆદના વડનગરાઓનો સ્મશાનવિધિ નગરથી બે ત્રણ ગાઉ ઉપર મંજીપરા ગામ આગળ શ્હેડી નદીને તીરે થાય છે અને અરાડ માસ સુધીનાં બાળકને નગર બ્હાર શેરના મેદાનમાં ભૂમિદાન દેવાય છે.

જન્મથી મરણ સુધીના શાસ્ત્રવિહિત અને રૂઢિવિહિત આચાર વડનગરાઓમાં સર્વ નગરોમાં ઘણુંખરૂં મળતો છે અને તેની વીગત અત્ર આપવા અગત્ય નથી. આ ગામમાં રૂઢિવિશેષમાં મુખ્ય વાત એટલી છે કે બે આના, ચાર આના, વગેરે દક્ષિણા આપવાની શક્તિ અને સંપત્તિ પ્રમાણે દરેક ઘરવાળો બે આના, ચાર આના, પા મહેમુદી, અર્ધી મહેમુદી, મહેમુદી, અર્ધો રૂપીયો, ને એક રૂપીયો—એટલામાંથી તેની રૂચિ, હોય તેટલાની તે આસામી ગણાય છે, અને આવા જેટલા વર્ગ છે તે વર્ગને માથે મરણપરણને પ્રસંગે અમુક સંખ્યાની અને અમુક ભોજનની નાતો જમાડવાની છે અને તે નાતો કરની કહેવાય છે. આ ન્યાયનું ધોરણ એવું છે કે બે આનીવાળાથી ચાર આનીના વર્ગની નાતો ન થાય અને ચાર આનીવાળાથી બેઆનીવાળાની ન થાય. બે આનીવાળાને ચાર આનાવાળા વર્ગમાં જવાની ઈચ્છા હોય તો તેની ખુશીની વાત છે. પણ હોય એક વર્ગમાં ને નાત કરે બીજા વર્ગની, એમ થતું નથી. આ મર્યાદામાં સર્વને સ્વતંત્રતા છે, પણ ચાલતા સુધી દંભ કરી વધારે ઉંચા વર્ગમાં જવાની અથવા દ્રવ્ય હોવા છતાં હલકા વર્ગમાં જવાની વૃત્તિ કોઈ દર્શાવતું નથી. પલ્લું, નાતો, રીતભાત વગેરે સર્વ વિષયોમાં વધારાઘટાડા કરવા ઉપર કોઈની વૃત્તિ થતી નથી. માત્ર સગવડઅગવડને વિચારે ફેરફાર કરવાની આવશ્યકતા હોય ત્યાં થાય તો કોઈ વાંધો કહાડતું નથી. નાતમાં ગોર કે પટેલ કોઈ છે નહી.

આ પ્રમાણે નડીઆદના વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિની વર્તમાન અવસ્થા છે. એ અવસ્થાનું ચિત્ર સંક્ષેપથી પણ ચારપાસથી આપવા આ પુસ્તક તૈયાર કરેલું છે.

પુસ્તકના બાકીના ભાગના ચાર વિભાગ પાડ્યા છે. પ્રથમ વિભાગમાં નડીઆદમાં આ નાતમાં પળાતા સ્નાનસૂતકના તથા વિવાહને માટે ખપતી ગણાતી પેંઢીઓના નિયમ આપ્યા છે. ત્રીજા ભાગમાં નડીઆદના વડનગરા નાગર બ્રાહ્મણ સમસ્તની વંશાવળીઓનાં વૃક્ષ છે. ચોથા ભાગમાં એમાંનાં વિદ્યમાન સ્ત્રીપુરૂષનું અને બાળકોનું પ્રથમાક્ષરને અનુક્રમે નામવાર સૂચીપત્ર આપેલું છે અને તે સૂચીપત્રમાં વંશાવળીના સંબંધ તથા બીજી કેટલીક વીગત આપેલી છે. બીજા ભાગમાં આ વંશાવળી અને સૂચીપત્રનો કેવી રીતે ઉપયોગ કરવો તે આપેલું છે. દરેક વંશવૃક્ષની સાથે તેનાં ગોત્ર આદિ નવ વાનાંમાંથી જેટલી વીગત નક્કી થઈ શકી તેનાં નામ સંસ્કૃત પ્રમાણે શુદ્ધ કરી આપેલાં છે.

અમારા પૂજ્ય પિતા ત્રિપાઠી માધવરામ ધીરજરામે સંવત ૧૯૫૩ ના આષાડ સુદની નવમીએ એટલે ભડલી નવમીએ આ સંસારની પ્રાણયાત્રા સંપૂર્ણ કરી દેહ છોડયો. તેઓ પરમ વૈષ્ણવ હતા. ધર્મ ઉપર તેમની અત્યંત આસ્થા હતી. સંપત્તિ અને વિપત્તિની અનેક કાષ્ઠાઓનો તેમને અત્યંત અનુભવ કરવો પડયો હતો અને તે ઉભય પ્રસંગે ભક્તિમાંથી કે ધર્મમાંથી તેમનું ચિત્ત દૂર ખસ્યું નથી. તેમના ચિત્તથી તેમણે કોઇને શત્રુ ગણ્યો નથી અને કોઇનું અનિષ્ટ કરવા પ્રયત્ન કર્યો નથી કે વાસના રાખી નથી અને સર્વનું ચિત્તમાંથી હિત જ ઇચ્છેલું છે. જેને જેને એમનો વધારે કે ઓછો અનુભવ થયો હશે તે આ સર્વ વાકયોમાં સાક્ષી પુરશે. નડીઆદના અમારા જ્ઞાતિબન્ધુઓ ઉપર તેમને મમતા હતી અને જ્ઞાતિબન્ધુઓની તેમના ઉપર મમતા હતી. એ પરસ્પર પ્રીતિનું આ સર્વ જ્ઞાતિબન્ધુઓના ચિત્તમાં સ્મરણ રહે અને પ્રસંગોપાત્ત તેઓને આ પુસ્તકનો ઉપયોગ થતાં તેમના હૃદયમાં સદ્વૃત્તિ ઉદય પામે તેવે કાળે તેમના હૃદયમાં અમારા પરમ ભક્ત અને ધાર્મિક પિતા ઉપર ગુણાનુરાગ ઉદય પામે અને એ ગુણસ્મરણ જેટલો અવશેષ ચિરંજીવ થાય તો અમારા પુત્રવત્સલ પિતા માટે અમારાં તપ્ત હૃદય શાંત થાય એ અભિલાષથી આ " માધવરામસ્મારિકા " આ જ્ઞાતિબન્ધુઓને અર્પી છે.

સંવત ૧૯૫૫ ઈ. સ. ૧૯૦૦

ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી.
નરહરિરામ માધવરામ ત્રિપાઠી.

## ગ્રન્થ સમજવાનું સૂચનાપત્ર—

૧. નાગર બ્રાહ્મણે પોતાના સંબંધમાં નવ વસ્તુ જાણવા યોગ્ય ગણાય છે.

**गोत्रं शर्मावटंकश्च शाखा च प्रवरः शिवः ।**
**देवी गणपतिर्वेदा नव जानाति नागरः ॥**

આ ગ્રન્થના પ્રથમ ભાગમાં નડીઆદના વડનગરા નાગર બ્રાહ્મણોનાં વંશવૃક્ષ આપેલાં છે. તે પ્રત્યેક વૃક્ષ સાથે એ વૃક્ષના આ નવ પદાર્થની ટીપ આપેલી છે. જ્યાં નવમાંથી થોડાક પદાર્થ અજ્ઞાત છે ત્યાં તે આપ્યા નથી. નડીઆદમાં પંદર ચાળીશ અથવા ઉત્તમ પક્ષ અને ધર્મ પક્ષ તડ છે. એ બે તેના પુરૂષો પણ પ્રત્યેક વૃક્ષ સાથે પિતૃવંશમાં દર્શાવેલા છે.

૨. પ્રથમ ભાગમાં વંશવૃક્ષો છે. વંશવૃક્ષો ૧૩ છે, પણ તેના પેટાભાગ अ, ब ગણતાં કુલ ૧૬ વંશવૃક્ષો છે. ઉત્તર ભાગમાં સૂચીપત્ર છે. એ સૂચીપત્રથી જણાશે કે તારીખ ૨૮–૫–૧૯૨૫ સુધીમાં કુલ ૨૪૮ સ્ત્રીઓ, પુરૂષો, અને બાળકો નડીયાદમાં હયાત હતાં. તેમજ એ તારીખ સુધીના વર્ષમાં જે વયવર્ષ પુરૂં થયલું તે આપેલુ છે. પ્રત્યેક વૃક્ષના નીચલા ભાગમાંનાં સ્ત્રીપુરૂષોનાં નામની પાછળ ૧, ૨, ૩, વીગેરે સંખ્યાના આંકડા મૂકેલા છે. તે ઘણુંખરૂં જીવતા માણસના નામની જોડે મૂકેલા છે. પ્રથમ વૃક્ષમાં આ પ્રમાણે છેલ્લી સંખ્યા ૬૧ છે, તે પછી ૭૦ સંખ્યા બીજા વૃક્ષમાં છે, અને તે પ્રમાણે ઉત્તરોત્તર વૃક્ષોની સંખ્યાઓ લખેલી છે. કુલ સંખ્યા ૭૧૪ છે.

૩. સૂચીપત્ર અક્ષરને અનુક્રમે ગોઠવેલું છે અને બાલક તથા વૃદ્ધ સર્વ વસ્તીનાં નામ એ પત્રમાં છે. જે સંખ્યા વંશવૃક્ષોમાં છે તે જ સંખ્યા સૂચીપત્રમાં પણ પ્રત્યેક નામ સાથે મૂકેલી છે. અમુક જીવતા મનુષ્યનો પિતૃવંશ અથવા માતૃવંશ અને લગ્ન સંબંધ જોવો હોય તો તે મનુષ્યનું નામ અને તે નામ સાથેની સર્વ

સંખ્યાઓ સૂચીપત્રમાં જોવી, અને તે સંખ્યાઓ સાથેનાં તેનાં નામ જુદાં જુદાં વૃક્ષોમાં એ સંખ્યાઓ ઉપરથી જડશે, અને તે ઉપરથી તેનાં સર્વ સંબંધીઓ જડશે.

દૃષ્ટાંતઃ—" ઉધમરામ " સૂચીપત્રમાં અક્ષરવર્ગ " ઉ " વાળાં નામોમાં છે. ઉધમરામ આગળ ૮૩ અંક છે; એથી જણાશે કે તેમનાં પત્ની અમૃતલક્ષ્મી ( મોઘલી ) છે, અને તે પંડ્યા વંશમાં ( વૃક્ષ ૨ અ. ) જન્મ્યાં હોવાથી અંક ૯૨ છે; આથી ઉધમરામનો શ્વસુર પક્ષનો અને તેમનાં સંતાનોના માતામહના વંશનો સંબંધ જણાશે. ૮૩ મા આંકની નીચે ×× નિશાનીઓ છે તે સૂચવે છે કે અમૃતલક્ષ્મી અને ઉધમરામને સંતાનો છે અને આવી ×× નિશાની ઓ જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં તે ' સંતાન હોવાની ' સૂચનારૂપ છે અને જ્યાં '0' એ નિશાની હોય ત્યાં ' સંતાન રહિત, ' છે, એ સમજવું; નિર્વંશ પહેલેથી કે પછીથી પણ થયાનું એટલે કે આ વંશવૃક્ષ છપાયું તે વેળા એવી સ્થિતિ થયેલી હોવાનું સૂચવાય છે.

બીજો અંક ૩૬૪ છે. આની પહેલાં અંક ૧૯૮ અ માં ખોટો મૂકાયો છે. ઉધમરામનાં મા કાશીકોર (૩૬૩) ( વૃક્ષ ૩ ) જાની ગણપતરામ દુઃખભંજનની છોકરી હોવાથી ' ૩૬૪ ' થી ઉધમરામનો માતૃપક્ષનો જાની વંશ સાથેનો સંબંધ સૂચવાય છે; એથી તેમની માતા પિતાના વંશની ખબર પડે છે. વળી ૬૧૩ અ નો આંકડો સૂચવે છે કે ઉધમરામની મા કાશીકોર માતૃપક્ષે ત્રિપાઠી વંશમાંથી ઉતરેલાં છે. અને હરેશ્વર ત્રવાડીનાં પૌત્રી ( જુઓ વૃક્ષ૮ ) છે, અને એવી તેમની માતા પિતા પિતાનો વંશસંબંધ જણાય છે. ત્રીજો અંક ૫૦૧ છે ( વૃક્ષ ૪ ) એ તેમના પિતૃપક્ષનો સંબંધ સૂચવે છે. એથી તેમના પિત્રાઇઓ આદિ સંબંધીઓ માટે એ આંક જોવો. તેમ ત્યાં એમનાં પત્નીના નામ સાથે તેમના પિતા ' હીરાશંકર પંડ્યા 'નું નામ લખ્યાથી પંડ્યા વંશ સાથેનો સંબંધ પણ સૂચવ્યો છે. વળી ઉધમરામનાં સંતાનો પોતાનો પિતૃવંશનો સંબંધ ૫૦૧ થી જોઇ લે અને ૮૩ માંથી પોતાના માતૃપક્ષનો સંબંધ જોઇ લે.

ઉધમરામના પિતા ગુલાબરામ મયત છે, તેથી તેમના નામ આગળ કોઈ આંક મૂકેલો નથી, પણ ઉધમરામના આગળના '૫૦૧' આંકથી જણાશે તેમ ગુલાબરામના નામ નીચે તેમનાં પત્ની કાશીકોરના નામ સાથે તેના પિતા ગણપતરામનું દુઃખભંજન જાનીનું નામ લખ્યાથી, જાનીના વંશવૃક્ષમાં એ નામ જોવાથી એ સંબંધ જડશે.

ટૂંકમાં (૧) અંક ૫૦૧ થી એમનો પિતૃવંશ અને સંતાન જણાશે. (૨) ૩૬૪ આકથી એમનાં માતા કાશીકોરનો પિતૃવંશ જણાશે. (૩) ૮૩ થી એમનો શ્વસુરવંશનો સંબંધ જણાશે અને (૪) ૬૧૬ અ થી માની માનો વંશસંબંધ જણાશે, (૫) ગુલાબરામની માતા ના પિતાની અવટંક પંડ્યા છે, તેથી શિવરામ પંડ્યાવાળું વંશવૃક્ષ જોતાં પિતામહીનો વંશસંબંધ જણાશે.

ઉપરના આ એક દૃષ્ટાંત પ્રમાણે સૂચીપત્રમાં સર્વ સ્ત્રીપુરૂષો તથા બાળકોનાં નામ છે તેની જોડેના આંકડા જોયાથી જેને કોઇને પોતાનાં સંબંધીઓના સંબંધ જાણવા હશે તેને જણાશે.

આ વંશ વૃક્ષોમાં પ્રસ્તુત દ્વિતીય આવૃત્તિવેળા પહેલી આવૃત્તિ વેળા અંક મૂકવામાં જે વિવિધદૃષ્ટિ બિન્દુઓ સંયોજકોએ રાખેલાં હતાં તે દૃષ્ટિ બહાર રહેવાથી કેટલાક આંકડાઓ દરેક વ્યકિત આગળ મૂકવાનું સૂઝેલું નથી, એટલે તેટલી ન્યૂનતા આ આવૃત્તિમાં રહી ગઈ છે. પણ તે તે વ્યકિતનાં માત, પિતા અને પત્નીનાં માતા પિતા, દાદાદાદીનાં નામો છે તે તે વંશવૃક્ષ જોવામાં આવશે, તો તે તે સંબંધો મળી રહેશે.

વિવાહસંબંધ વાસ્તે તેમ સ્નાનસૂતક વાસ્તે સગપણ જાણવા તથા પ્હેડીઓ ગણવામાં ઉપરની રીતે શોધન કરવાથી સુગમ પડશે.

શીવાય–આ વૃક્ષોમાં સંજ્ઞાઓ નીચે પ્રમાણે વાપરી છેઃ

પ.=પતિ.

ભા.=ભાર્યા.

ઉ.=ઉત્તમપક્ષ અથવા પંદરનું તડ.

ધ.=ધર્મપક્ષ અથવા ચાળીશનું તડ.

વિ =વિવાહિત. લગ્ન ન થયું હોય, પણ માત્ર વિવાહ થયો હોય તે.

## નડીઆદમાં વિવાહ તથા સ્નાનસૂતકને માટે નીચે પ્રમાણે આચાર તથા રૂઢી પળાય છે.

૧ **વિવાહ**—ગમે તેટલી પ્હેડીએ સગોત્રીઓનો વિવાહ ન થાય. પરગોત્રીઓ ચોથી પ્હેડીઓમાં **પરણે,** અને ત્રીજા પાંચમી પરણે; એથી વધારે નિકટ સંબંધમાં લગ્ન ન થાય.

૨ **જન્મસૂતક**—પીત્રાઇઓમાં, સાત પ્હેડી સુધી દશ રાત્રિ, આઠથી ચૌદ પ્હેડી સુધી ત્રિરાત્રિ, અને એકવીશ પ્હેડી સુધી અહોરાત્રિ અથવા એક રાત્રિ.

૩ **મૃતસ્નાન**—એકથી ચાર પ્હેડી સુધી સામાસામી સ્નાન, એકને બીજી પ્હેડી અને બીજાને પાંચમી પ્હેડી હોય તો બીજી પ્હેડીવાળાને સ્નાન, પણ પાંચમીવાળાને નહી. ચોથા ચોથી સુધી સ્નાન. ચોથા પાંચમી નહી. ત્રીજા પાંચમીમાં ત્રીજાને ખરૂં, પાંચમાને નહી, અને પ્હેલા પાંચમીમાં પાંચમાને નહી, પ્હેલાને ખરૂં, પીત્રાઇનું સ્નાન ગમે તેટલી પ્હેડીએ ખરૂં. યજ્ઞોપવીત આપનાર ગુરૂનું સ્નાન. જેટલાનું મૃતસૂતક તે સર્વેનું સ્નાન. માશી, માસા, ફોઈ, ફુવા, જમાઈ, સાસુ, સસરો, સાળો, તથા સાળીનું સ્નાન. સંતાન વિગેરે સંબંધબીજ ન હોય તોપણ આ સ્નાન કરવાં.

૪ **મૃતસૂતક**—(અ) પીત્રાઇઓમાં, ત્રણ પ્હેડી સુધી બાર રાત્રિ, ચોથીથી સાતમી સુધી દશ રાત્રિ, આઠથી ચૌદ સુધી ત્રિરાત્રિ, એકવીશ પ્હેડી સુધી અહોરાત્રિ, એકવીસ પછીની પ્હેડીએ સ્નાને શુદ્ધિ. (આ) માતામહ, માતામહી, માતુલ ( મામા ), માતુલપત્ની ( મામી ), માશી, માસા, ફોઈ, ફુવા, ભાણેજ, અને બનેવી એટલાંનું ત્રિરાત્રિ, સાસુસસરાનું ત્રિરાત્રિ. સાળાનું એક રાત્રિ. બ્હેનનું ભાઇને ત્રિરાત્રિ. બ્હેનને ભાઈનું ત્રિરાત્રિ. ( ઈ ) શબ ઉચકવા ન્હાનારને એક રાત્રિ, તોલડી ઉચકનારને ત્રણ રાત્રિ ચિતાને અડકનારને ત્રિરાત્રિ. અગ્નિસંસ્કાર કરનારને દશ રાત્રિ સૂતક, તે દશાના પિંડ કરે ત્યારે ઉતરે. (ઉ) માસા તથા ફુવાને સંતાન ન હોય તો તેનું સૂતક નહી, સ્નાન ખરૂં.

૫ **મુછ આપવાની**—મરણનાં બધાં સૂતકમાં મુછ લેવડાવવી. તેમાં ત્રણ રાત્રિવાળા પીત્રાઇએ મુછ લેવડાવવાની નહી. પણ પીત્રાઈ શીવાય બીજા સંબંધને લીધે ત્રિરાત્રિ સૂતક પાળે તેણે મુછ લેવડાવવાની.

૬ **પ્હેડીઓ ગણવાની રીત**—મૂળ માણસ મુકી તેનાં સંતાનની પ્હેલી પ્હેડી, તે પછીનાંની બીજી ઇત્યાદિ. જેમ કે પ્રથમ ત્રવાડી વૃક્ષમાં ધર્મસુખરામ ( નં. ૨૧ ) ની પ્હેડી પાંચમી અને નરહરિરામ ( નં. ૪૩ ) ની પ્હેડી ત્રીજી. ઉપર જ્યાં સ્પષ્ટ માર્ગ બતાવ્યો ન હોય ત્યાં સામાસામી પ્હેડીઓનો સૂતકવ્યવહાર એવી રીતે થાય કે જ્યાં બે જણ સાત સાત પ્હેડીના પીત્રાઈ હોય ત્યાં બેને મૃતસૂતક દશ રાત્રિ, પણ એક સાત પ્હેડીનો હોય ને સામો દશનો હોય તો સાત પ્હેડીવાળાને દશરાત્રિ અને દશ પ્હેડીવાળાને ત્રિરાત્રિ.



## સ્વ. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીની ખાનગી નોંધપોથીમાંથી

**મારો જન્મ** } સને ૧૮૫૫ ના ઑક્ટોબર તારીખ ૨૦ શનિવારે
સંવત ૧૯૧૧ ના આસો સુદ ૧૦ દશરાને—

દિવસે નડિઆદમાં થયો. પિતા માધવરામ ધીરજરામ, માતા સૌ. શિવકાશી. હાલ મારા પિતાના સગોત્ર વર્ગમાં તથા માની માના વંશમાં નીચે પ્રમાણે માણુસો હૈયાત છે. નામ નીચે ઉમરનો આંકડો છેઃ—

૧. માધવરામ ધીરજરામ મોહનરામ. ૨. મનઃસુખરામ સૂર્યરામ શિવરામ મોહનરામ. ૩. ગોવર્ધનરામ
૫૫ ૪૯ ૩૩
માધવરામ (હું પોતે). ૪. નરહરિરામ માધવરામ. ૫. તનસુખરામ મનઃસુખરામ. ૬. રમણીયરામ ગોવર્ધનરામ.
૨૧ ૨૨ ૨

ભાર્યાઓઃ— ૧. શિવકાશી ( મારાં માતુઃશ્રી ). ૨. લલિતા ( કોમ ) ગોવર્ધનરામ. ૩. વિષ્ણુલક્ષ્મી
૫૩ ૨૩ ૧૫–૧૬
( કોમ ) નરહરિરામ. ૪. સદ્‌ગુણલક્ષ્મી ( કોમ ) તનસુખરામ.
૧૮–૧૯

પુત્રીઓઃ— ૧. માધવરામનીઃ—શણગારલક્ષ્મી+ તા. સમર્થલક્ષ્મી.
૩૧ ૨૬

૨ ગોવર્ધનરામનીઃ-લીલાવતી, જસવંતી, જયંતિ.
૮ ૫ ॥.

૩. મનસુખરામનીઃ-રવિલક્ષ્મી.+
૩૧

૪. તનસુખરામનીઃ-ઉમાંગલક્ષ્મી.
૧

+ આમને પાછો પોતાનો વિસ્તાર છે તે લખ્યો નથી. માની માના વંશમાં ૧. મારા મામા બાળકૃષ્ણ
૫૫
ગુલાબરામ અને મામી રવિલક્ષ્મી. ૨. મારા મોટા મામા મયત મણીરામનું કુટુંબ બાપની માના વંશમાં.
૩૫
મારાં ફોઈના દીકરા પંડ્યા મોતીભાઈ રઘુનાથજી.
૩૮

માતાપિતામહ ધીરજરામ ગુજરી ગયા સંવત ૧૯૦૩ ઉપર
માતામહ ગુલાબરામ „ „ બાવન વર્ષ ઉપર
પિતામહી ઉમયાકુંવર „ „ ગયાં સંવત ૧૯૧૨–૧૩
માતામહી ગોવીંદકોર ઉર્ફે ગોરીમા „ „ સાતવર્ષ ઉપર તા. ૨૫ જુન ૧૮૮૯.

### પ્રપિતામહ–મોહનરામ નરભેરામ નંદરામ

એવું કહેવાય છે કે મોહનરામને એક દુકાન નડિઆદ હતી અને એક દુકાન સુરત હતી. બંને દુકાન એમની અને એમના સગા ભાઈ પ્રભુરામની સહિયારી હતી અને **પ્રભુરામ મોહનરામ**ના નામથી ચાલતી હતી.

એમને ત્રણ પુત્ર અને એક પુત્રીઃ-૧. ધીરજરામ, અને ૨. શિવરામ અને ૩. વ્હાલાભાઈ ( બીજી સ્ત્રીના પુત્ર ) ૭ પુત્રી ૧. ગુલાબ ( પ્રથમ સ્ત્રીની ).

પ્રભુરામના પુત્ર બાળકૃષ્ણ તેમનો વિવાહ ચીનુ સાથે થયેલો હતો, ચીનુ તે અચાભાઈ વરજભાઈનાં સાસુ. મોહનરામ પ્રભુરામની દુકાન ભાગી અને મોહનરામના પુત્રો મુંબાઈ જઈ રહ્યા.

વ્હાલાભાઈ મુંબાઈમાં ગુમાસ્તી કરતા હતા તે છોડી પેટલાદના હીરાશંકરના બાપ ગીરજાશંકર જોડે ભાગમાં મોતીનો વ્યાપાર કરવા લાગ્યા. તેમાંથી રૂ. ૮૦,૦૦૦ )ની રોકડ લઈ નડિઆદ પાછા આવ્યા અને તે સર્વ જમીનમાં દાટી પચીશેક વર્ષ પર ગુજરી ગયા.

જાતે ખાવે પીવે તેઓ ખરચાળ હતા. પારકાની બાબતમાં અને પરમાર્થમાં કંજુસ હતા. પ્રથમ સ્ત્રીની તેમને કમળા પુત્રી હતી અને તેનાથી બે દૌહિત્ર છેઃ ૧. નર્મદાશંકર તથા ૨. જટાશંકર ( મણીશંકરના પુત્ર ) છે. મરતી વખત પુણ્યની નાત કરવા પ્રસંગે એક પાઇ દક્ષિણા આપવાની સૂચનાના ઉત્તરમાં તેમણે કહ્યું કે " નાતની રૂઢિ પ્રમાણે કોડીઓ આપો. પાઈ ન આપશો. કારણ મ્હારે ભાણા છે."

શિવરામે મુંબઇમાં વેપાર કરવા માંડ્યો. તેમાં ખોટ ગઇ એવું કહેવાય છે. તે પછી તેમણે કાશીવાસ કરી સંન્યાસ લીધો અને ગંગામાં જળશાયી થયા.

શિવરામના પુત્ર સુરજરામ કાંઇક ઈંગ્રેજી જાણતા હશે. ગુમાસ્તી કરતા હતા. અને પુત્ર મનઃસુખરામને ૭ માસના નિર્ધન અવસ્થામાં મૂકી ગુજરી ગયા.

તેર વર્ષની ઉમ્મરે અથવા તેટલામાં ઘરબાર તથા વિવાહિત કન્યા છોડી શ્રીનાથજીના ગોસાંઈ મહારાજ નડિયાદ આવ્યા હતા, તેમની જોડે, બાળકૃષ્ણ શ્રીનાથજી ગયા, ત્યાં પ્રથમ ભિક્ષા માગી પેટ ભરતા, પછીથી ગોસાંઇનિા વિશ્વાસનું પાત્ર થતાં તેમના તરફથી પેટીયું મળતું તે રાંધી ખાતા અને વસ્ત્રાદિ સારૂ બે ત્રણ રૂપિયા પ્રતિમાસે મળતા તેમાંથી વધે તે પાછું આપતા. આખરે શ્રીનાથજીના ભંડારી તથા અધિકારીનું પદ તેમને મળ્યું. તે પ્રસંગે પણ આથી વધારે લેતા નહતા, અને શ્રદ્ધાથી ધર્મ માની કામ કરતા. શ્રીનાથજીના ટીકાયત મહારાજને ઉદેપુરના રાણાએ સન ૧૮૭૬-૭૭ માં કહાડી મુકયા ત્યારે રાણાએ બાળકૃષ્ણને રહેવા કહ્યું, છતાં લૂણહરામી ન થવાની ઈચ્છાથી ગોસાંઇજી સાથે મુંબાઈ આવ્યા. તે પછી ગિરિરાજમાં જઇ રહ્યા પાછા સન ૧૮૮૯ માં મુંબાઇ આવ્યા અને કુટુંબનાં માણસોને મળ્યા. તે પ્રસંગે જીવણલાલજી ગોસાઈજીના મંદિર પાસે શ્રીનાથજીના ટીકાયતને ત્યાં બાળકૃષ્ણ રહેતા અને તેમની પાતળ જમતા. મુંબાઈમાં એમને વાઘણી ઉપડી અને ગિરિરાજમાં દેહ પાડવાની ઇચ્છાથી ત્યાં ગયા અને બે માસમાં (સંવત ૧૯૪૫ જેઠ સુદ બીજે ) ત્યાં ગુજરી ગયા. એમનો સ્વભાવ તામસી હતો. જ્ઞાની ન હતા. માત્ર ભક્તિ જાણતા. ગુજરતી વખત એંશી વર્ષનું વય હતું. શરીર દુબળું પણ નિરોગી હતું. અન્ન વજન પ્રમાણે માપી ખાતા. સ્મરણશકિત સારી હતી. વૈરાગ્ય છતાં કુટુંબવાસના તીવ્ર હતી. વૈષ્ણવતા દૃઢ હતી. બુદ્ધિ સાધારણ પણ ઉત્સાહી હતી. તામસ ન ચ્હડ્યો હોય ત્યારે સારી અને ડાહી સમજણભરેલી વાત કરી શકતા.

શિવરામના બીજા પુત્ર ગોવિંદજી હતા. સદા નામનાં બાળ વિધવા મૂકી ધીરજરામના મરણ પછી તેઓ ગુજરી ગયા. સદા ગુજરી ગયે બે ત્રણ વર્ષ થયાં.

૨ જુલાઈ ૧૮૮૯.

## પિતામહ ધીરજરામ અને તેમનું કુટુંબ

મોહનરામની દુકાન ભાગ્યા પછી ધીરજરામ મુંબાઈ ગયા તે પ્રસંગે રેલ્વે ન હતી. પણ પગરસ્તે સુરત થઇને અથવા ખંભાત થઇને વહાણમાં બેસી જવાતું. ટપાલ દર જાસ્તી હતો અને નડિઆદથી મુંબાઇ કાગળ આવતાં ઓછામાં ઓછા ચાર આના બેસતા અને દશપંદર દિવસ થતા. ટપાલના ઝીણા ચિનાઇ કાગળ લોકો લખતા અને એક લખોટામાં ઝીણી ઝીણી કાગળની કરકરચોપર જુદા જુદા મળી દશ પંદર કાગળ બીડાતા.

ધીરજરામ પઇસા કેમ કમાયા, કેમ ખરચતા, કેમ સાચવતા નાતજાતમાં કેવી રીતે રહેતા, કિયા ઘરમાં રહેતા, કુટુંબ અને ચાકરો સાથે કેમ વર્તતા, પરભાર્યા માણસ અને પરોણા સાથે કેમ વર્તતા, અને આખરે કેવી વ્યવસ્થા કરી ગયા તે વગેરે વાતો વૃદ્ધોને મ્હોંગે સંભળાયેલી છે. નાતમાં અને ગામમાં એટલે આખા નડિઆદમાં તેમની કીર્તિ આજ સુધી પ્રસિદ્ધ છે. તેઓ યશસ્વી, દીર્ઘ દૃષ્ટિવાળા, અને ખબડદાર મરદ આદમીમાં ખપતા. ધારેલું પાર ઉતારવું, કોઇની દરકાર કરવી નહિ. દરેક કામમાં ધોરણો બાંધી તે પ્રમાણે ચાલવું વિગેરે તેમની પ્રકૃતિનાં બંધારણ ગણાયાં છે. તે છતાં પોતાનાં ધોરણ કોઈ સમજે નહિ તેમ ચાલવાનો શોખ હતો.

મોહનરામ એવા ભલા આદમી હતા કે દુકાનમાં ખાધ ગઈ છતાં પઇસા મુકવા માણસો આવે તેને દુકાનની સ્થિતિ કહી દેતા. પ્રભુરામ સઉ વહીવટ ચલાવતા. હાથે વ્હેડ પાંચ આંગળીએ પહેરતા અને ડોળથી દુકાનની સાખ ટકાવતા. મોહનરામના જીવતાં જ દુકાન ભાગી અને બધા છોકરા મુંબાઈ ગયા ત્યારે સંગાથીમાં તેમની સાથે પારકે ઘેરથી માગી લીધેલાં દોરીકસલી હતાં.

વ્હાલાભાઈ મોતીના વેપારીને ત્યાં નોકર રહ્યા હતા અને છેવટ રૂ. ૫૦૦) નું વર્ષાસન લેતા અને રૂપૈઆ તથા દાગીના પુષ્કળ મુકી ગુજરી ગયા હતા. ધીરજરામ એમનાથી રહેવામાં અને સ્વભાવમાં જુદા જ હતા. કોટમાં બારભાયાની અટકવાળા વેપારીઓ રહે છે; તેમના બાપદાદા, મલબાર, સિંધ વિગેરે ઠેકાણેથી આવનાર વેપારીઓને રૂપૈઆ ધીરી, બીજી ખેપે સવાગણા રૂ પાછા લેતા. તેમને ત્યાં ધીરજરામ ટુંકે પગારે નોકર રહ્યા અને તેમનો વિશ્વાસ મેળવ્યો. તે દિવસથી તે આજથી પચીસ વરસ ઉપર નાગર બ્રાહ્મણો ઉપર મુંબાઇના વેપારીઓનો વિશ્વાસ હતો. અને તેમને જ કીલી સોંપતા. બારભાયાઓને ત્યાં ધીરજરામને પગાર ટુંકો હતો. પણ તેઓને ધીરજરામ પર વિશ્વાસ હોવાથી પોતે જ ધીરજરામને પૈસા ધીરતા અને તેમની પાસે વેપાર કરાવતા. એમ પણ કહેવાય છે કે શેઠીઆઓને નફો થાય તેમાંથી કમીશન ધીરજરામને આપતા. એવું પણ કહેવાય છે કે ધીરજરામનાં શેઠ અથવા શેઠાણી એમને પોતાની પુંજી સોંપી જાત્રા કરવા ગયાં તે પાછાં આવ્યાં નહિ અને એ પુંજી ધીરજરામને પચી, પરંતુ પારકી પુંજી લીધાના પસ્તાવાથી તેમણે તેમાંનો મ્હોટો ભાગ ધર્માદા કરી દીધો. તે પ્રસંગે નડિઆદમાં નાગરી નાત સાથે એમને દ્વેષ હતો; સઉ કૃપણ લોકો, તેમની વચ્ચે ધીરજરામે નકાળજા જેવા થઈ બેધડક હજારો રૂપિયા ધર્માદા કરવા માંડ્યા, તે જોઈ નાતના લોકે તેજદ્વેષથી આ વાત જોડી કહાડી હોય તો તેમાં પણ કાંઈ નવાઈ જેવું નથી. ધીરજરામને હાથે આટલી દ્રવ્યની ધર્માદા ખાતે રેલ ચાલે તે પણ કૃપણ સ્વભાવવાળાઓને સમજાય એવી વાત ન હતી, અને તેથી ધીરજરામની ઉદારતાનું કારણ લોકોએ પોતાના સ્વભાવના ધોરણથી કલ્પેલું હોય તો તે પણ સંભવિત છે. પૈસે પૈસે દ્રવ્ય એકઠું કરનાર નડિઆદ-વાસીઓને પંદર દિવસ પ્રવાસ કરતાં હાથ આવે એવા મુંબાઇવાસીને થયેલી આ કમાણીનો માર્ગ જાણવાનું સાધન નહતું અને ધીરજરામ જો પારકો પઈસો પચાવી પડ્યા હોય તો તેમના હૃદયની વાત કોઈ જાણી જાય, એ એમનો સ્વભાવ જોતાં કેવળ અસંભવિત છે. એટલું જ નહિ, પણ આટલું તો નિર્વિવાદ છે કે ધીરજરામના શેઠ બારભાયાઓ હતા, બારભાયાઓ નિર્વંશ નથી થયા, તેમના વંશજો ધીરજરામની નોકરી હજી સુધી પ્રીતિથી સંભારે છે. એનો મ્હારા પિતાને પ્રત્યક્ષ થયેલો અનુભવ છે. ધીરજરામની મૂળ મુડી ટુંકી હતી એ સ્પષ્ટ છે અને બારભાયાઓ તો દ્રવ્યવાન હતા, ધીરજરામને બેચાર હજાર રૂપિયા અથવા વધારે સોંપી પોતે જાત્રા કરવા જાય, એ મોટા કુંટુંબવાળા બારભાયાઓને કરવું પડ્યું હોય એ કેવળ અસંભવિત છે, અને ધીરજરામને પૈસા પચવા દે એવા નિર્માલ્ય બારભાયાઓ ન હતા; આ વિગેરે કારણથી એમ જ માનવું ઉચિત છે કે ધીરજરામની કમાઈ ખોટે માર્ગે થઈ એ કેવળ અસત્ય છે. જ્યારે એમના સદ્ગુણ જાણીએ છીએ ત્યારે આ વાત સિદ્ધાંત જેવી થાય છે.

નોકરીમાંથી મુડી થાય એવાં તેમને સાધન હતાં; એ નોકરી છોડી, આખરે તેમણે સ્વતંત્ર વ્યાપાર કરવા માંડ્યો તે કેવી રીતે કર્યો તે હવે જાણવાનો છે.

૧૬ ઓગસ્ટ, ૧૮૮૯.

એમનો મુખ્ય વ્યાપાર ધીરધારનો હતો. મુંબઈમાં પરચુરણ દુકાનોવાળાને થોડી થોડી રકમો ધીરતા, અને રોજ સાંજે તેમને વકરો થતાં તેમાંથી તે દિવસનું વ્યાજ રોજ સાંજે વસુલ કરી લેતા. આથી વ્યાજનું વ્યાજ દરરોજ ઉપજાવી શકાતું. મોટી રકમો પણ ધીરતા અને તેમાં પણ વ્યાજ વસુલ કરવામાં ચોકસ રહેતા. જેને પઇસા આપે તેની શક્તિની પરીક્ષા હમ્મેશ રાખતા. પાંચ હજારનો આસામી હોય તો બે હજારથી વધારે તેને ધીરતા નહિ. તેના ગુમાસ્તા સાથે દોસ્તી કરતા; તેને ઘેર વારંવાર જવાનું રાખતા અને તો શીલક કેટલી છે તેની ખબર છાનીમાની રાખતા; અને પોતાને ધીરજ ન રહે એટલી ઓછી શીલક માલમ પડે તો તરત કોઈ નિમિત્તે પઇસો ઉપાડી લેતા, અને શરમ રાખતા નહિ. આ માર્ગ પકડવાથી તેમનું દ્રવ્ય ધીમે ધીમે ઘણું વધતું ગયું. કોઈ દિવસ પઇસો ઘલાયો નહિ, અને ગુજરતી વખત ચાળીસેક હજાર રૂા. ની રોકડ તથા દસ પંદર હજારના દાગીના મુકી ગયા. મુંબાઇમાં ભુલેશ્વર આગળ વચલા ભોઇવાડામાં પારસનાથના અપાસરા સામે ત્રીજું ઘર નં ૪૯ નું તથા

નડિઆદમાં એમને બે ઘર હતાં. એક ઘર એમના પિતા તરફનું હતું તે ઝઘડીઆ પાડામાં પંડ્યા શેરીમાં છે. એ ઘરમાં એ પોતે પ્રથમ રહેતા હતા, અને એમના સસરા વિષ્ણુજીવાળા ઘરમાં એ રહેવા ગયા પછી કેટલીક મુદતે શિ મનસુખરામનાં કાકી સદાકાકીને તે ઘર આપ્યું. કારણ તેમના પતિ ગોવિંદજી તેમને ન્હાની અવસ્થામાં વિધવા મૂકી ગુજરી ગયા. ગોવિંદજી પહેલાં ધીરજરામ ગયા, પણ ઉમીયાકોરે આ ઘર સદા કાકીને આપ્યું. સદા કાકીએ આ ઘર સ્વામીનારાયણને ધર્માદા કર્યું, અને આખરે રતનજી મુળજી ત્રવાડીના કબજામાં ગયું. ડાહ્યા ધનેશ્વરવાળું ઘર જે પંડ્યા ઉધમરામ ગુલાબરામના કબજામાં છે તેની જોડે આ ઘર છે. અમે હાલ જે ઘરમાં રહીએ છીએ તેને ત્રણ બારણાં છે. એક શિ. મનસુખરામના ઘરની જોડે પડે છે. બીજું નટવરજી બાલાજીના ઘરની જોડે પડે છે, અને ત્રીજું કાજી ચકલા વાળી પોળમાં પડે છે. નટવરજીવાળા બારણાની અંદર સામી બાજુએ લાકડાની જાળી કરાવી છે ત્યાં અસલ ભીંત હતી અને તે ખંડથી દેવમંદિરમાં જવાનું બારણું છે. એટલો ઓરડો ધીરજરામના વિધવા બ્હેન ગુલાબ ફોઈને રહેવા આપ્યો હતો. તે ગુજર્યા પછી ઓરડો મ્હારા પિતાના કબજામાં આવ્યો અને હજી ફોઈવાળા ઘરના નામથી ઓળખાય છે. એ ઓરડાથી તે નાગરવાડામાં જેટલો બીજો ભાગ પડે છે, તેમાં ધીરજરામ રહેતા. આ ઘર અને ઓરડો અસલ વિષ્ણુજી પાસેથી આવેલાં અને બારણાં પ્રથમ હાલની પછીત છે ત્યાં હતાં. અને તે જાત્રા ગયા હતા તેવામાં ફેરવ્યાં એવું કહેવાય છે.

૧૪ સપ્ટેમ્બર, ૧૮૮૯.

ધીરજરામ પઇસો કેમ સાચવતા અને કેટલી કરકસર તથા ઉદારતા રાખતા તે જોઇએ.

એમના વખતમાં એમની આસપાસનું સઉ મંડળ અતિશય કરકસરિયું હતું. વ્હાલાભાઈ કાકા જાતે ખાવામાં શોખીન હતા, પણ કોઇની આગતાસ્વાગતા કરવી કે કોઈને ખવરાવવું કે ધર્માદા કરવું સમજતા નહતા. મુ. મનસુખરામ સૂર્યરામ ન્હાની ઉમરના હતા ત્યારે એમને વ્હાલાભાઈ કાકાએ થોડાક ચીનાઈ કાગળો મુંબાઈથી આણી આપ્યા હતા અને તે ગણત્રીમાં લેખાતા. જમીયતરામ કાશીરામ ત્રીશ હજાર રૂપીઆ મુકી ગુજરી ગયા. તે અને બીજા નડિઆદ પેટલાદના નાગર બ્રાહ્મણો મુંબાઈ રહેતા અને સારી સારી કમાઈ મુકી ગુજરી ગયા. તે સઉ લોક ન્હાની ન્હાની કોટડીઓમાં રહેતા. એ કોટડીઓ વખતે તો સંડાસ પાસે હતી. કારણ તેવી કોટડીઓનાં ભાડાં સોંઘાં હતાં. દિવસમાં સવારે રસોઈ કરી મુકે તેમાંથી બે વાર ચલાવે અને વાળું અંધારા પહેલાં કરી લેતા કે રાત્રે દિવાનો ખપ ન પડે. રસોઈ જમનારા વહેંચી લેતા અને ચાર જણ વચ્ચે પાંચ રોટલીના ભાગ થતા તો સવા સવા રોટલી લેતા. કોઈના ઘરમાં આવ્યોગયો પરોણો સમાય નહિ અને પાણી સરખું પીવા પામે નહિ. કારણ નળ ન્હોતા અને કુવાનું પાણી વેચાતું મંગાવે તેમાંથી કોઈને આપવું પરવડતું નહિ. એક અંગરખું ઘણાં વર્ષ પ્હોંચાડવામાં આવતું અને પ્હેરવામાં બને ત્યાં સુધી આવતું નહિ. ચાળીસ પચાસ વર્ષ સુધી આવું એકેક અંગરખું પહોંચાડવામાં આવતું. થોડી પણ ચોખ્ખી કમાઈ, આવી જાતનું ખરચ, જાળવી જાળવી કરવામાં આવતી ધીરધાર, સાખ અને આંટ સાચવવાનો મમત, અને એવાં એવાં કારણોથી આ જુના સમયમાં માણસો મ્હોટી પુંજી મુકી ગુજરી જતા, નાદારી સમજતા નહિ, થોડા ખરચમાં પોતાને સુખી માનતા અને મજુરીવાળા દિવસ ગાળી, તન્દુરસ્ત અને મજબુત રહેતા. તે પ્રસંગનો આવી રીતે વાતો પવન ધીરજરામને પણ સ્વાભાવિક રીતે લાગ્યો હતો. પરંતુ સમાના પ્રમાણમાં એમની ઉદારતા વધારે હતી, વખણાતી, અને ધોરણવાળી હતી. પઇસો સાચવવો અને ખરચ કરવું ઉભયમાં તેમને તેમનાં સ્પષ્ટ ધોરણ હતાં.

૨૫ ઓકટોબર, ૧૮૮૯.

ધીરજરામની કરકસર ધોરણવાળી હતી. જ્યાં ખરચ કરવાની જરૂર લાગે ત્યાં ખરચ કરતાં અટકતા નહિ. જ્યાં જરૂર ન લાગે ત્યાં કીર્તિનો લોભ એમની પાસે ખરચ કરાવી શકતો નહિ. અને વ્યાપારમાં તેમ ખરચમાં પોતાની ગુંજાશનો અને ભવિષ્યનો વિચાર દીર્ઘદૃષ્ટિથી કરતા. કોઇના કહેવાથી કાંઇ કરવું પડે એ વાતનો તિરસ્કાર રાખતા, અને એવી રીતે એમની પાસે કોઇ કહાડી ન લે તેની સાવચેતી રાખતા. ઘરકામમાં ઉદારતામાં અને વ્યાપારમાં પોતાની પાસે કોઇ ખોટી આશા રાખતાં ન શીખે અને સામું માણસ આત્મપ્રયાસ ઉપર આધાર રાખતાં શીખે તેવો પ્રયત્ન કરતા. આ સર્વના ઉદાહરણની વાતો આજ સુધી કુટુંબમાં ચાલતી છે.

મુંબાઇમાં એમને ત્યાં ઉતરનારની ખાતર કરવાનું એમને ધોરણ હતું. આડોશીપાડોશી કે કોઈ એમને ત્યાં આવે તો તે સઉને પીવાનું પાણી મળતું. આસપાસના પાડોશી ઘરમાં તેલ કોપરેલ બાળતા નહિ. પણ રાત્રે સુતી

વખતે બારણું ઉઘાડી સુવે એટલા સારૂં દીવો જોઇએ તે પોતાના ઘેરથી અથવા બીજેથી કાકડો કરી લાવે તે ધીરજરામને ઘેર તેલમાં બોળી, સળગાવી લેઈ જતા, તેને તેમ કરવાની છુટ હતી. આવા લોકને દીવાસળી બચતા, અને તે ઉપરાંત ઘેર જઈ કાકડો કોડિયામાં નીચોવી તેલ કહાડી લેતા. ધીરજરામને ઘેર પરદેશી દેશી કોઈ આવ્યો ગયો ઉતરે તેને ચાર દિવસ જમવાની છુટ હતી. તે પછી જમે તેનું ખરચ મજરે લેવાતું. પોતે જમે તે તેને જમાડે. ઘરમાં ઉતારો રાખવાની રજા ન મળતી.

ઘેર ચાકર રહેવા આવે તો તેના દેખતાં પોતે સાવરણી ફેરવવા મંડી જાય અને એમના હાથમાંથી એ સાવરણી તેણે ઉપાડી તો તેને રાખે, ન ઉપાડી તો કહે કે ભાઈ, મારો અને ત્હારો જોગ નહિં ખાય. ચાકર નવરો બેસવા પામે તો કામ શોધી કહાડી બતાવે. કાંઇ કામ ન જડે તો કહે કે ઉપરથી ગોદડાં ઉતારી, નીચે લાવી, સાફ કર; તે સાફ કરી પરવારવા પામે એટલે ઉપર મોકલે. ચાકર ઉઘરાણી કરવા જાય એટલે તેની પાછળ કોઇ કોઈ વાર વાર છાનામાના જાય, અને તે ચાકર પાછો આવે એટલે તે જ ઠેકાણે જાતે ઉઘરાણી કરવા જાય, એટલે જણાઈ આવે કે ઉઘરાણી કરવામાં ચાકરે નરમાશ વાપરી કે સખ્ત થયો. સખ્ત થયો હોય તો જ ઉઘરાણી બરોબર ગણે.

પાંચ હજારની સાખવાળાને ઘેર રૂપીઆ ધીરતાં એમ જ વિચાર કરતા કે આટલું નુકસાન ખમીશું તો આપણને ભારે નહિ પડે. સામાની પાંચ હજારની સાખ છે વાસ્તે એટલે સુધી ધીરવા, એ ધંધો પસંદ ન કરતા.

એમને શુકન અપશુકન ઉપર શ્રદ્ધા ઘણી હતી. તેઓ એક પ્રસંગે ઘરમાંથી નીકળી મેનામાં બેશી બહાર જતા હતા. બા(ગં. શિવકાશી)નું વય તે પ્રસગે આઠ નવ વર્ષનું હતું, તે ઉઘાડે માથે, છુટે ચોટલે, દેવતા લેઈ સામી આવતી મળી, અને એને ડોસાએ આંખની હરકતને લીધે ઓળખી નહિ. ડોસાએ એના ઉપર ગાળોનો વર્ષાદ વર્ષાવ્યો અને બહીકમાં ને બહીકમાં પાસે લાકડાનો ઢગ હતો તેમા દેવતા નાંખી દેઈ ત્યાં આગળ છવી વહુનું ઘર હતું તેમાં બા પેસી ગઈ. ગુલાબ ફોઇને આ વાતની ખબર પડી અને તેણે ધીરજરામને ઠપકો દીધો. ધીરજરામે બાને તેડાવી ખોળામાં બેસાડી પુછ્યું કે મેં તને ગાળો દીધી? બાએ હા કહી. ડોસાએ ઉલટપાલટના સવાલ પુછી ખાતરી કરી કે પોતે એને જ ગાળો દીધી હતી. પછી પુછ્યું "ત્યારે તને ખોટું લાગ્યું" ઉત્તરઃ "હા" પ્રશ્નઃ 'તને કંઇ દાગીનો આપીએ તો તું ખુશી થાય?' ઉત્તરઃ "હા" ડોશી આ પ્રસંગે માળા જપતાં હતાં તેની પાસે ડોસાએ સોનાનું વાંકડુ માગ્યું. ડોશીને આપવાનું મન નહિ, તેથી આનાકાની ન કરતાં જવાબ ન દીધો અને માળા જપવા લાગ્યાં. ડોસા તેમની મનોવૃત્તિ સમજી ધમકાવી બોલ્યાઃ "એક આપે છે કે હાથે લેઈ બે વાંકડાં આપું?" ડોશી ઉઠયાં, અને વાંકડું આપ્યું. ડોસાએ એ બાને હાથે પહેરાવ્યું અને ખુશી થઈ બોલ્યાઃ "બાપુ, આ વાંકડું તારી સાસુને આપીશ નહિં. ડોશીએ પાછળથી પ્રસંગ આણી આ વાંકડું લેઈ લીધું

જ્યારે મ્હારા પિતાનું લગન થયું ત્યારે દારૂખાનું ફોડવા તથા ખાસ વરઘોડો કહાડવો નામ પ્રમાણે જરૂરનો છે, એવો લોકોએ આગ્રહ કર્યો. ડોસાએ હા કહી. વખત થયે લોકો એકઠા થયા, ડોસાએ તેમને પુછ્યુંઃ "હું કેટલું ખરચ કરૂં તો તમે રાજી થશો." લોકોએ કહ્યુંઃ "બસો રૂપીઆ." ડોસાએ કહ્યું, "લ્યો આ બસો રૂપીઆની સાંકળી છોકરાની કોટમાં પહેરાવું છું. મ્હારા પઇસા નગારાવાળામાં અને દારૂખાનાના દેવતામાં નહિં નાંખું." તેમણે વરઘોડો ન કહાડ્યો.

પઇસા વાપરવામાં જ સંભાળ રાખવાથી તેમનું કામ સંપૂર્ણ થતું ન હતું, પરંતુ પઇસાની ચોકી યથાર્થ કરવી પડતી. મુંબાઈ એવામાં લુચ્ચા લોક. ચોર લોક, અને ટોપીવાળાઓનું સ્થાન હતું. રાત્રે તેમ જ દિવસે બહાર તેમ જ ઘરમાં, અને છળથી તેમજ બળથી, લોકને લુટવામાં આવતા અને પોલીસ તરફથી લુટનાર લોકને આશ્રય મળતો. આ લુટનાર વર્ગમાં પારસીઓ મુખ્ય હતા. અને દરેક દુકાનદાર એ લોકથી બચવા એક પણ પારસીને ગુમાસ્તી રાખતો. કારણ જ્યાં પારસી ગુમાસ્તો હોય ત્યાં પારસી હરામખોર આવતા નહિ. આ વખતમાં ધીરજરામ તીજોરીમાં દ્રવ્ય રાખતા, પોતે સાજનાં છ સાત વાગે સુઈ જતા, દશ અગીઆર વાગે ઉઠી, તીજોરીપર તંબુરો લેઈ બેસતા અને "નારાયણ નારાયણ" એટલું જ આખી રાત ગાતા, તે છેક સવારે ચાર વાગે સુતા. તે સુતા હોય તેટલો વખત ઉમીયાકોર જાગતાં હોય.

પઇસો સાચવવા છતાં યોગ્ય લાગે ત્યાં વાપરતાં આંચકો ખાતા ન હતા. બાળકૃષ્ણ પ્રભુરામને ન્હાની ઉમ્મરમાં મુંબાઈ આવવું પડયું હતું. અને ખાવાપીવા સારૂ ધીરજરામ પાસે બે રૂપીયા માગ્યા. તેની સાફ

ના પાડી. અને કહ્યું કે આજ આપું તો તું કાલે માગે, માટે હાલ મારા પર આધાર રાખ્યા વિના ચલાવ બાળકૃષ્ણને ખોટું લાગ્યું. છતાં તે પ્રમાણે કરવા વિના છુટકો ન રહ્યો. બે રૂપિયા તેઓ મેળવી શકયા ત્યારે ધીરજરામે તેમાં ચાર પોતાના તરફથી આપ્યા.

મ્હારાં ન્હાનાં ફોઈ લીલાફોર પ્રથમ મનસુખરામ ગણપતરામને દેવાનાં હતાં ને વિવાહની તૈયારી સુમુહૂર્ત બે જણાને ત્યાં થઈ ગઈ હતી. ધીરજરામનાં વિધવા બ્હેન ગુલાબ પાસે ગણપતરામ ત્રણસો રૂપિયા માગતા હતા. ગુલાબ ફોઈ ગરીબ હતાં ને રંકયોગ્ય લાલસાથી ગણપતરામનાં વહુ પાસે જઈ બોલ્યાંઃ "મારી ભત્રીજી તમારે ત્યાં આવે છે, તો આટલું ખત ફાડી ન નાંખો!" તિરસ્કારભરેલો ઉત્તર મળતાં ફોઈ ઘેર આવ્યાં. છાનાંમાનાં રોયાં, કોઇને કાંઈ કહ્યું નહિ. પણ પોતાનું મ્હોં ભાઈનાથી છાનું ન રખાયું, "બ્હેન, કેમ, ત્હારૂં મ્હોં આજ આવું છે"? ઉત્તર દેવાની ઇચ્છા ન છતાં ખરી વાત ફોઇએ આખરે કહી. ધીરજરામે તેમને એકદમ ત્રણસો રૂ. આપી કહ્યું કે, "જા બ્હેન, રૂ. ભરી આવ ને તે ખત લેઈ આવ." આણી પાસથી તે રૂપિયા ભરવા ગયાં, અને બીજી પાસથી, ધીરજરામે અનાથ, અન્ન, ઘરબાર વગરના તેમ માબાપ વગરના અને રંક પણ ચતુર છોકરા નવલરામને લીલાફોર, એકદમ જોશીને પૂછ્યા વગર ને કોઇનું સાંભળ્યા વગર, દેઈ દીધાં અને ગુલાબના, રૂપિયા પ્હોંચ્યા ત્યારે ગણપતરામે સઉ વાત જાણી અને ઘરનાં બૈરાંનો તિરસ્કાર કર્યો. પણ થયું તે થયું. મ્હારે સરત રાખવાનું એટલું જ છે કે કરકસરીઆ ધીરજરામે પોતાનું ધોરણ ધરાયું ત્યાં ત્રણસો રૂપિયા આંચકો ખાધા વિના સત્વર ખરચી દીધા.

૧૫ જુલાઈ, ૧૮૯૦.

ગોધરામાં લક્ષ્મણરાય દેસાઈ છે. તેમણે ધીરજરામને ડાકોરમાં દીઠેલા. થોડા દિવસ ઉપર હું ગોધરે રાજપીપળાની તકરારમાં ગયો હતો, ત્યારે દેસાઇએ મને કહ્યું કે ધીરજરામે પોતાના ગજા ઉપરાંત થઈ ધર્માદા ખરચ કરેલું, તેવી મને જાત માહીતી છે. આ વાત નડિઆદ ગામમાં હજુ સુધી પ્રસિદ્ધ છે કે ધીરજરામ ત્રવાડીએ ઘણો પઇસો ધર્માદા કર્યો છે. અને નડિઆદમાં અમદાવાદની ભાગોળે અને અમદાવાદના ચૌટે તે વાતનાં ઘણાં નીશાન છે. એ ભાગોળે મોટી વાવ છે, તે એક વખત મહા ખંડેર હતું અને એના પથરા ઉપર જતાં કોઈની હિંમત ચાલતી નહી, એવી રીતે ઉંડા અને ડગમગતા હતા, તેમાં અનેક સાપનો વાસ હતો, ડોસાએ તેના જીર્ણોદ્ધાર કર્યો. મેનામાં બેસી જાતે મજુરોપર દેખરેખ રાખવા જતા અને તે સ્થળે આખો દિવસ ગાળતા ને કામ પુરૂં કર્યું ત્યારે જંપ્યા. વાવના સામી મોટી સરેહ છે. તેમાં જ્યારે અસલ આગગાડી ન હતી ત્યારે દેશદેશના વણઝારાઓ પડતા. એ સરેહ ધીરજરામની બંધાવેલી કહેવાય છે એ ભાગોળ બ્હાર જે નારાયણ સરોવરનું તળાવ છે તે પણ એમણે જ બંધાવેલું કહેવાય છે. નારાયણ સરોવર અને વાવની વચલી વાડી મારા પિતાની માલકીની હતી. આ વાવ, તળાવ, અને સરેહમાં ઘણાક પઇસા ખરચ્યા હશે. વાડીમાં બેઠક છે ત્યાં અસલ નારાયણ દેવના લાલજીને રથાયાત્રાને દિવસે લાવવામાં આવતા. દુકાન ભાગતાં પહેલાં થોડા દિવસ પહેલાં મ્હારા પિતાએ એ વાડી પરથી હાથ ઉઠાવી ધર્માદા કરી છે અને ત્યાં બાબર, બેચર બે ભાઇઓ માળી છે. તેની પાસે માત્ર ફુલનો અને સવાર સાંજ શાકપાંદડાના ફેરાનો હક્ક રાખેલો છે. વાવ અને તળાવ શિવાય ડાકોરમાં અને જાતજાતમાં તેમ મુંબાઈમાં કેટલેક ઠેકાણે ઘણું ખરચેલું કહેવાય છે. વાલકેશ્વરનો એક પગથાર ગવર્નરના બંગલા ભણીના દરવાજાનો તેમણે બંધાવેલો કહેવાય છે. શીવાય ગુપ્ત દાન પણ કરતા.

૮ ઑગસ્ટ, ૧૮૯૦.

બ્રહ્મભોજનમાં ડોસા પુણ્ય માનતા. નડિઆદમાં નાતો ચાલતી હોય ને કોઈ દિવસે ખાલી પડે તો ડોસા પાસે બે ચાર નાગર બ્રાહ્મણો જાય અને કહે કે હાલ તો કોઈ કરે એમ નથી. ડોસા કહે કે રસોઈ વગેરે માથે લેનાર કોઇ નીકળી પડે એમ હોય તો ઠરાવીએ. માથે લેનાર મળે જ અને ડોસા રણછોડરાયને નામે નોતરાં ફેરવે. નાત વખત નાતમાં ફરે, લોકો પાઈ દક્ષિણાની આશા રાખતા હોય ત્યારે રૂપિયો આપે, રૂપિયાની આશા રાખતા હોય ત્યારે કાંઈ ન આપતા, માત્ર સોપારી કકડા જ વહેંચે. આવા પ્રસંગ વર્ષમાં અનેક આવતા. આખરે મોહનરામના વખતનું એક હુકમનામું ડોસાપર બજાવવાનો વખત આવ્યો ને ડોસાને બેત્રણ દિવસ જેલમાં આવવું પડ્યું. તે ઘણું કરીને કોઈ જાતનો આગ્રહ રહડવાથી ગયા હશે. નાતવાળા કહે પ્રાયશ્ચિત્ત કરો; ડોસો કહે ધર્મ સાચવ્યો છે માટે નહિ કરૂં. બે પક્ષ હઠે ભરાયા. ડોસાને નાત બહાર મુકવા જેવું કર્યું, પણ કોઈ નાત

કરે નહિ. આખર પંડ્યા ગોકુળજી કાશીનાથ પાઠકજી ડોસાના વહેવાઈ તેને ત્યાં કોઇનું લ્હાણું કરવાનું આવ્યું; તેમને એક પાસ નાત, ને એક પાસ વ્હેવાઇ, એમ ધર્મસંકટ આવ્યું. ડોસા પંડયાને ઓટલે જઈ લહાણું લેવા બેઠા. પંડયાવાળાના મનમાં કે ઘરમાં આવી છાનુંમાનું લેઈ જાય તો એ પક્ષ સચવાય. ડોસો કહે કે છાનું નહિ લેઉં, પણ ઓટલો બેઠો છું ત્યાં મોકલો. આખરે પંડયાએ તેમની ઇચ્છા પ્રમાણે કર્યું. ડોસો લ્હાણાનું પાણીવાસણ લેઈ ઓટલે બેઠા અને નાતના જે લોક લ્હાણું લેવા આવે જાય તે પુછે કે કેમ બેઠા છો તેને તેને મ્હોં આગળ રાખેલું પાણીવાસણ બતાવી કહે કે આ લ્હાણું લેવા આવ્યો હતો તે લીધું. આખરે હાટકેશ્વરના ભંડારાની નાત આવી ને ડોસાનું નોતરૂં ટાળ્યું. ડોસાએ સામે ચરૂ નાંખ્યો અને સામો પક્ષ બાંધ્યો. તેમના પક્ષમાં પંદર ઘર રહ્યાં તે પૈસાવાળાં રહ્યાં ને સામા પક્ષમાં ચાળીશ ગયાં તે ગરીબ. ડોસાએ પંદરમાં નાતો ઉપર નાતો કરવા માંડી, એટલે ચાળીસવાળા પલળ્યા અને આખરે સમાધાન થયું. તે દિવસથી નાતમાં ચાળીશ અને પંદર એ નામનાં તડ ગણાયાં, પણ નામ શીવાય બીજો વિરોધ ન રહ્યો. ઉલટું એક તડવાળાને ત્યાં નાત હોય ત્યારે સામા તડવાળાને પરોણા ગણી તેમને પ્હેલા ઠામ આપે. પણ આ પછી ધીરજરામને નાતવાળા ઉપર તિરસ્કાર આવ્યાથી નાતો કરવી બંધ કરી અને મોઢ, ઔદિચ્ય વગેરે બીજી જાતના બ્રાહ્મણોને જમાડવા માંડયા.

ડોસા તામસી હતા. તેમનો તામસ ઘરમાં પણ જણાતો. કપાળે ચાંલ્લો ન કરે તો દીકરીયોને કપાળે ઉન્હી કરેલી પાઇ ચાંપવા જતા. મ્હારા પિતાને મારતા અને માધવ બાબુ કહેતા. તેમના જતાં પહેલાં મ્હારે એક "કાળીયા" નામના કાકા હતા. ઉમીયાકોરનાં બ્હેન 'બાળા,' તેમને 'કાળીયા'ને સોંપી ઉમીયાકોર મુંબાઇ ગયાં. બાળા માશીને ઘેર અગાશીમાંથી પડયા પછી ધનુર્વા ધાયાથી કાળીયા કાકા ગુજરી ગયા. તે સમાચાર સાંભળી ડોસાએ ઉમીયાકોરને ઘરમાંથી ક્હાડી મુકયાં, તે મુંબાઈમાં ભોઇવાડાના ઘરની જોડે પરમાનંદદાસનું ઘર હતું ત્યાં એક ડોશીના કાતરીયામાં છ મહીના ઉમીયાકોર રહ્યાં, ત્યાં સુધી ડોસાએ બોલાવ્યાં નહિ ને છ મહીને ક્રોધ ઉતર્યો તે પાડોશણ ડોશીએ સમજાવ્યા ત્યારે ઉમીયાકોરને બોલાવ્યાં. બીજી સઉ સંતતિ ત્યાર પછી થઈ.

પાછલી વયમાં ક્રોધ રહ્યો હોય ને પૂજામાં હોય તો છાનામાના બ્હાર નીકળી ટહાડાપાણીના ઘડેઘડા માથાપર રેડીને ન્હાય ને કોઇ પુછે કે કેમ ન્હાયા તો કહે કે ચંડાળે અભડાવ્યો હતો.

ડોસો મશ્કરી કરતા પણ ખરા. તેઓ પંડયા શેરીવાળા પોતાના ઘરમાં રહેતા ત્યારે સામેની ખડકીમાં નીમતવાળા ઘરમાં બાપુ દોલા રહેતા. એ ઘર આજ હીરાશંકર મયાશંકર અને તેમના ભાઇઓ પાસે વેચાણ હકથી છે. બાપુ દોલા એ મ્હારાં માતામહી ગોરી માના બાપ થાય. ગોરી માની માનું નામ ગવરી. બાપુ દોલા અમદાવાદમાં વકિલાત કરતા. ત્યાંની એક નાગર બ્રાહ્મણની સ્ત્રીને તેમણે રાખેલી હતી અને નડિઆદમાં મેનામાં બેસી ફરતા. તેમના વૈભવથી ગવરી મા ઉલટી રીતે ચાલતાં, તે ઘેલાં હતાં અને ગામમાં છાણાં વીણતાં. બાપુ દોલા તેમને તે બાબત ખીજે તો ડોશી ખુશી થાય ને પાડોશી ધીરજરામની પાસે જઇ મલકાઈ કહી આવે કે 'ધીરજરામ, આજ તો બાપુ દોલા મ્હારી સાથે બોલ્યા' મને ખીજ્યા. ધીરજરામ બાપુ દોલાને આ સમાચાર કહી તેમને સાબાશી આપે, એટલે ગવરીના ઘરમાં નવું નાટક જામે.

૨૦ માર્ચ, ૧૮૯૧.

મરવાના થોડા દિવસ આગમચ ધીરજરામ મુંબાઇની દુકાન ગોવિંદજીને સોંપી નડિઆદ આવ્યા, નડિઆદમાં ઉપર લખ્યા પ્રમાણે ધર્માદા કરવા માંડયું. પોતે વખતસર ચેત્યા હતા. નડિઆદનો વહીવટ મ્હોટા ભાઈ કૃપાનાથજી ઇશ્વરજી પંડયા તે ગોકુળજી કાશીનાથની પ્રસિદ્ધ દુકાનવાળા તેમને સોંપ્યો. નાના જમાઇ નવલરામ અંબાદત્તને મુંબાઈ લેઇ ગયા હતા. અને ખોજાને ત્યાં ગુમાસ્તી રખાવ્યા હતા. તેમણે ગોવિંદજીના મરણ પછી દુકાન હાથમાં લીધી.

ધીરજરામને દમનો રોગ હતો. મરતી વખત સગાંવ્હાલાં મળ્યાં અને તેમને પુછ્યું કે તમારે કાંઇ કરવું કહેવું છે ? ધીરજરામ કહે હા, મ્હારી પુંજીમાંથી અર્ધો અર્ધ મ્હેં હાથે ધર્માદા કર્યું છે અને બાકીનું તમારે કરી દેવું. બધાએ પૂછ્યું કે આ છોકરાનો કંઇ વિચાર કર્યો ? ધીરજરામ કહે—મને મ્હારા બાપ કંઈ મુકી ગયા નથી, પણ રણછોડરાયે મ્હારી સંભાળ લીધી તેમ એનું પણ થશે. એ ફીકર હું શું કરવા કરૂં ? સઉ કહે, ના છેક એમ તો ન થાય. ધીરજરામ કહે—ત્યારે જાઓ, મ્હારી ચાળીશ હજારની પુંજી વધી છે, તેમાંથી ત્રીસ

હજાર ધર્માદા કરજો અને બાકીના દશ છોકરાને વાસ્તે રાખજો. આટલું પણ ત્હમે કરશો તો મ્હોટી વાત છે. મ્હારે હાથે સઉ ધર્માદા કરી દેતાં સુધી હું જીવ્યો નહિ, એ રણછોડરાયની ઇચ્છા. આ ધર્માત્મા અને પૌરૂષ-પ્રયાસી વીર ડોસા ૧૯૦૩ માં ગુજરી ગયા. તેમની મરણસમયની ઇચ્છા એમની એમ રહી. કોઇએ તેને પાળી નહિ. તેમનું શરીર પાતળું અને કંઇક શામળું હતું. બાળા માશી કહેતાં કે એમનું મ્હોં મ્હારા મ્હોંને કંઇક મળતું હતું અને લંબગોળ હતું. ડોસા ગુજરી ગયા ત્યારે મ્હારા પિતાની ઉમ્મર બારેક વર્ષની હતી.

ડોસા ગુજરી ગયા પછી ઘરની વ્યવસ્થા બગડી ગઈ, ખરચનો વહીવટ બૈરાના હાથમાં ગયો; દેખરેખ જમાઇઓના હાથમાં ગઈ, અને પઇસાનો ચળકાટ લોકમાં જણાયો પડ્યો, પણ લક્ષ્મી વસ્ત્રાલંકાર પ્હેરી ઘરને આંગણે ઉભી હોય ત્યાં સુધી લોક એને ઘરની જાણે, પણ ખરૂં જોતાં બહાર જવાની તૈયારી કરતી હોય એવું થયું.

કાશીમાં બુધેશ્વર નામનો નાગર બ્રાહ્મણનો છોકરો હતો. તેની માની બાબત કાંઇક અપવાદ ન ખમાયાથી બુધેશ્વર અને તેનો ભાઇ ઘર છોડી નીકળી ગયા. નીકળ્યા પછી એકાદ બે દિવસે બે ભાઇઓ વેરાગીને વેશે ઘરની ચર્ચા જોવા પાછા આવ્યા. તેમને બુધેશ્વરની ભાભીએ ઓળખી કહાડયા અને એ પણ ધણીની પાછળ નીકળી આવી. કાશી છોડી ત્રણે જણાં ગુજરાત ભણી નીકળ્યાં. રસ્તામાં બુધેશ્વરનાં ભાઇભોજાઇ ગુજરી ગયાં ને કેટલેક વર્ષે બુધેશ્વર નડિઆદ આવી હાટકેશ્વર મહાદેવમાં ઉતર્યા અને મુનિવ્રત પાળ્યું, માટે મુનિ મહારાજ નામથી ઓળખાતા. તેઓ કુંવારા હતા અને અભણ હતા. પાઠનાં કે ગીતાનાં પાનાં કેટલીક વાર હાથમાં ઉંધાં રાખતા તે શિ. કાકા મનસુખરામે દીઠેલું. મુનિ મહારાજ શરીરે ગોરા, દેખાવડા અને પ્રતાપી હતા. મુનિના પ્રભાવની અને ચમત્કારોની કંઇ કંઇ વાતો લોકમાં ચાલી. ધીરજરામે મરતાં મરતાં કહેલું કે છોકરાંની સંભાળ ઇશ્વર કરશે, માટે ભોળાં ઉમિયાકોરે તેને મંદિર આપ્યું. નાગરવાડામાં ટીંબું છોડી, પ્રભુશંકરના મહાદેવ ભણી જતાં લક્ષ્મીજીનું દેહેરૂં મુકી પોળ આવે છે તે મુકી આગળ જતાં તરત જ તે જ હારમાં ઘર આવે છે. તેમાં મુનિનું મંદિર કર્યું; પાછળથી તે વેચી નાંખ્યું અને ઝવેરીઆ પાડામાં કુવાની જોડે મુનિ મહારાજના ડહેલાને નામે ઓળખાતું ઘર છે તે ડોશીએ રાખ્યું અને તેમાં મુનિનું મંદિર કર્યું. આ ઘર અસલ કીરપાશંકર નામના નાગર બ્રહ્મણનું હતું. આ બ્રાહ્મણ બીચારો સ્ત્રી સાથે જાત્રા કરવા ગયો, ત્યાંથી સ્ત્રી એકલી પાછી આવી; ખરા કીરપારાશંકરને ઠેકાણે કીરપાશંકર નામના બીજાને ધણી કરી વ્યવહાર તથા સાધારણ સંધ્યા ભણાવી લાવી અને ઘરમાં રાખ્યો. પણ તેને છેટે બેસાડી નાત જમતી વખત પતરાળું પીરસ્યું; તે ઉપાડી તે તળે એ શું કર્યા, તે ઉપરથી નાતવાળાએ એને પરખ્યો અને ખોટો કીરપાશંકર ગણી નાતમાં ન લીધો. તે ધણી ધણિઆણી થઇ રહેતાં. આ ઘરમાં તેઓ ઘણાંક વર્ષ રહ્યાં અને તેમના મરણ પછી ઘર બીનવારસી ગણી સરકારે વેચ્યું અને ઉમીયાકોરે રાખ્યું. ઘણાં વર્ષ પછી એક સંન્યાસી આ પાસ આવ્યો. બાળા માશીના ઘરમાં જમ્યો, જમતાં જમતાં કીરપાશંકરની સ્ત્રી વગેરેની તપાસ કરી, આંસુ પાડવા લાગ્યો, અને જમવું પડતું મુકી હાથ ધોઇ ચાલતો થયો. કહે છે કે આ માણસ ખરો કીરપાશંકર હતો અને રંગે તથા ચહેરે તેના જેવો જ હતો.

આ ઘરમાં મુનિ ઘણાંક વર્ષ રહ્યા. પ્રથમ તો એમણે મંદિરમાં બે મૂર્તિઓ સ્થાપી: એક મ્હોટી હતી અને એક નહાની હતી. લોકમાં એમ કહેતા કે અમારા ઘરમાં એક જ ઠાકોરજી છે. તે ઘડીમાં મ્હોટું સ્વરૂપ ધરે છે અને ઘડીમાં ન્હાના થઇ જાય છે. પાછળથી એ બે સ્વરૂપ હાલના ઘરમાં આણ્યાં ને એકનું નામ દાઉદજી ને ન્હાની મૂર્તિનું નામ ગોવર્ધનનાથ પાડયું. એ ઠાકોરજીના ન્હાના મોટા ઉત્સવ કરવામાં આવતા. ડોળ ઓચ્છવ, જન્માષ્ટમી વગેરે દિવસોએ મ્હોટી ધામધુમ થતી, મંડળીઓ ભરાતી, ઝકુમલાલજી થતું. અન્નકુટને દિવસે નાત જમતી. રથજાત્રાને દિવસે ઠાકોરજીનો રથ નીકળતો, નારણ સરોવર ઉપર ઘરની વાડી હતી તેમાં જતે, મુનિ રથમાં બેસતા ને લોકો ખેંચતા. નારાયણ દેવવાળાના રથવાળાઓ સાથે લ્હડાઇ રસ્તામાં થઈ ત્યાર પછી ઘરનો રથ બંધ પડયો. આ વાડી ઘણાંક વર્ષ ઘરની માલીકીની રહી પણ તેમાં બેઠક છે, ત્યાં રથજાત્રાએ નારાયણ દેવની પધરામણી થતી. કાકાએ દુકાનના પાછલા વખતમાં એ વાડી ધર્માદા કરી નાંખી. આ શીવાય કંસારવાડે મઢીની ધર્મશાળા નામની ઇમારત કાકાએ રાખી હતી. તેમાં મુનિએ મ્હોટી રકમ ખરચી વિષ્ણુયાગ કર્યો ને તે વખત કાકાને પગે સોનાનો તોડો પહેરાવ્યો. પણ એવો તોડો સુરજવંશી રામ વગર કોઇથી પહેરાય નહિ, માટે લોકમાં ને નાતમાં ભારે હોહા થઈ. આ શિવાય મુનિ બીજું ખરચ પણ ઘણું રાખતા. ઘણાક

સિપાઇઓ, માળિયો, ચાકરો વગેરે રાખ્યાં હતાં. ૧૮૫૭ માં હથિયાર સરકારને આપવા પડયાં હતાં. ત્યાં સુધી સીપાઇઓ પાસે તરવારો, બંધુકો અને તીરકામઠાં હતાં. શોખીન સાઠોદરાઓ અને રસિયા વૈષ્ણવો મુનિની આસપાસ ભરાયા રહેતા અને પ્રસાદી પામતા. નાગર બ્રાહ્મણ તેમ સાઠોદરા વગેરે નાતની સુંદર પરણેલી તેમ રાંડેલી સ્ત્રીઓ મુનિ પાસે આવતી. મુનિનાં કપડાં કેસર ને દુધથી ધોવાતાં અને કસ્તુરી જેવા પદાર્થો અને ઉંચાં અત્તર એમના શરીરે ચોળાતાં ને વંઠેલી સ્ત્રીઓ દર્શનને બ્હાને આવી આ પ્રસાદી પામતી. મહારાજે મેનાં, તાવદાન, રથ, ડમણિયું, ઘોડા અને ઘોડેસ્વારો રાખ્યા હતા. જાતે ગોરા, આડંબરવાળા, લાંબા પ્હોળા અને દેખાવડા હતા. એમના મંદિરમાં ભીંતે કાચો જડેલા તે હજી ઘરમાં છે. પલંગે રૂપાની છડીઓ અને ચામર વગેરે વૈભવ પણ રાખ્યો હતો. મહારાજને શરીરે રંગ બેરંગી વાગા, માથે ભગવું પણ ઉંચી જાતનું મંદિલ, શરીરે મલમલની બંડીઓ અને અંગરખાં, ઉપરણાં, કેડે સોનાનો કંદોરો ને હાથે કડાં વગેરે ઠાઠ હતો. અન્ન ખાતા નહિ, પણ સુરણ વગેરે ઉંચી જાતનો ઘીથી ભરેલો ફરાળ, મસાલાદાર કઢેલું દૂધ, વગેરે આહાર રાખતા. ધીરજરામના પઈસામાંથી ઉમિયાકોર ડોશીનું ભોળપણ મુનિને આવા વૈભવ પુરા પાડતું. હજારો રૂપિયા આમ ચાલ્યા ગયા.

ડોશી ઘણાં જ ભોળા હતાં. તેમણે મુનિને ઈશ્વર જાણ્યા, સમર્થ અને બુદ્ધિવાન ધીરજરામનું દ્રવ્ય આમ વપરાઈ ગયું. આમાં ડોશી અને મહારાજને હાથે ધીરજરામના પુત્રપુત્રીઓને કેળવણી મળી; અત્યંત શ્રદ્ધા, અત્યંત ભોળપણ, અત્યંત ઉદારતા, અને મનની નિર્મળતા એ ગુણો—એ ગુણમાંના દોષ સહિત—માતૃવત્સલ બાળકોમાં ઉગી ન નીકળ્યાં, ઉમીયાકોરના ગુણદોષની છાપ શુદ્ધ સ્વરૂપે તેમના ઉપર અત્યંત પ્રીતિ રાખનાર નિર્દોષ બાળકો ઉપર કુમળી વયમાંથી પડી ગઈ અને એ બાળકોના સ્વભાવનો આત્મા બની. આ વિચિત્ર વિપર્યયનો ઇતિહાસ હૃદયવેધક સંસારવિપર્યયનો કારણભૂત થઈ પડ્યો. તે જોવાને પડદો ધીમે ધીમે મ્હારા પિતાના જીવનની રંગભૂમિ ઉપર ઉઘડે છે.

---

## મ્હારા પિતા માધવરામ

એમને હું કાકા કહું છું. એમની જન્મતિથિ સંવત ૧૮૯૦ ની ધનતેરસે. એટલે ધીરજરામના મરણસમયે એમની ઉમ્મર વર્ષ બારની. ધીરજરામ ૧૯૦૩ માં ગુજરી ગયા. એમનું સવંતસરી માગસર વદ ૩ ને દિવસે છે.

પિતા પ્રથમ મુંબાઇમાં ટાંકીની નિશાળમાં નર્મદાશંકર કવિની જોડે ભણતા. ઘેર આવતે એક દિવસ બઘડા ઉપર ભગી ફરી વળી અને અભ્યાસ છોડયો. નડિઆદમાં કાંઈ કેળવણી લીધી નહિ, તેવામાં મળે એવાં સાધન ન હતાં. ગોકુળજી કાશીનાથની દુકાને નામુંઠામું સારી રીતે શીખ્યા, તેમ વૈષ્ણવ માર્ગને ઉપયોગી થાય એવું પૂજાપાત્રી યોગ્ય કર્મકાંડનું પઠન શીખ્યા, સામવેદની સંહિતા વગેરે શીખ્યા. બાકી મુનિની જોડે દેવસેવામાં વખત ગાળતા. મુનિ એમના ઉપર ઘણી પ્રીતિ રાખતા. શ્રીમંત કુટુંબ ને એકના એક પુત્રને વિપત્તિ અથવા વ્યવહારજાળના ગુંચવારાનું દર્શન પણ થવા દેવામાં આવતું ન હતું. હાથે સોનાનાં કડાં રાખતા, મુનિ અને મુનિની મંડળીમાં હરવું ફરવું ને લાડ અને માન પામવાં, લોકસમારંભ વચ્ચે ઠાકોરજીની પૂજાના ઠાઠમાં ભાગ લેવાની શોભા લેવી; ઘરમાં વૃદ્ધ ભોળાં, અને વત્સલ માતા, "ભાઈ" "ભાઈ", કરી રાખે, તેમની મરજી ઉઠાવવી, તેમના પગ ચાંપવા અને તેમનાં જમેલાં વાસણ હાથે સાજી મા ઉપર ભકિત બતાવવાનો અભિલાષ રાખવો; હરવું ફરવું, મ્હોટાના સંતાન પેઠે રહેવું, અને હૃદયને ઉદાર અને ભકિતવાળું અને ઉત્તમ કરવામાં મ્હોટાઈ માનવી. આવા આવા જીવનવર્તનમાં ધીરજરામના મરણ પછી મ્હારા જન્મ સુધી કાકાના સુખી દિવસ ગયા.

ધીરજરામ ગુજરી ગયા પછી ગોવિંદજી અને નવલરામ મુંબાઈની દુકાન ચલાવતા. થોડે દિવસે ગોવિંદજી ગુજરી ગયા અને નવલરામના એકલા હાથમાં વહિવટ આવ્યો અને દુકાનમાં શરાફી તથા હુંડીપત્ર તથા ધીરધારનો વ્યાપાર ચાલતો આવામાં લીલાકોર ફોઇ ગુજરી ગયાં.

લીલાકોર ખબરદાર અને ચાર્વાક હતાં. ઉત્તમકોર ફોઇ મ્હોટાં હતાં, પણ સ્વભાવે રાંક હતાં અને મનની નરમાશમાં તથા બીજી ઘણી બાબતોમાં સ્વભાવે કાકાને મળતાં હતાં. એમને બે સંતાનઃ બ્હેન પ્રભુલક્ષ્મી અને

ભાઈ મોતીભાઈ. રૂધનાથજી ફુઆ શિવમાર્ગી અને ઉમિયાકોર વૈષ્ણવ અને ઉત્તમકોર ફોઈ પણ વૈષ્ણવ હતાં. આથી એમને સાસરે સુખ ન હતું. છોકરાં ઉમિયાકોર પાસે ઉછર્યાં, પણ ફોઈ સાસરે જાય તે ઠેકાણે મન ઉંચાં રહેતાં. અધુરામા પુરૂં મુનિનાં માન ડોશીએ વધાર્યાં તે રૂધનાથજીને ગમ્યું નહિ અને મુનિને કહાડવા ફુવાએ અને તેમના સાથીઓએ ઘણો પ્રયત્ન કર્યો. પણ બે પક્ષને ચડસ ભરાયો અને ડોશી આગળ કોઇનું ચાલ્યું નહિ. એ ફોઇને હું "જીબા" કહેતો.

૧ લી સપ્ટેમ્બર, ૧૮૯૨.

લીલાકોર ન્હાની વયે પરંતુ યુવાવસ્થામાં મરણ પામ્યાં. નવલરામનું બીજી વારનું લગ્ન મ્હારા મામાની દીકરી શિવગૌરી સાથે થયું. આ લગ્નપ્રસંગે ઉમિયાકોરે એમને પાઘડી બંધાવી અને દુકાનમાં ભાગ ભરી રાખ્યા. હું અગિયાર વર્ષનો થયો ત્યાં સુધી નવલરામ મુંબાઇ રહ્યા અને દુકાનનો વહીવટ કર્યો અને પછી મંદવાડને લીધે દશેક હજાર રૂપિઆના દાગીના છાના લેઇ નડિઆદ ગયા. લેવાનું કારણ મરણનું ભય અને શિવગૌરીની ચિંતા. ઉઘાડું ન લેવાનું કારણ દુકાનની સ્થિતિ. નડિઆદમાં થોડે દિવસે મરણ પામ્યા. કોઇ નિમિત્તે શિવગૌરીને વાસ્તે રાખેલું સર્વ દ્રવ્ય તથા સામાન તેના પિતા, મારા મ્હોટા મામા મણિરામ અને મામી હીરાકોર લઈ ગયાં, દીકરીને કાંઇ પાછું આપ્યું નહિ, તે ગાંડી થઇ ગઈ, ધર્મિષ્ટ થઇ અને દુ:ખમાં દિવસ ગાળી, થોડાંક વર્ષ ઉપર ગુજરી ગઈ.

ઉત્તમકોર ફોઇની અવસ્થા સાસરે ઠીક ન હતી. સાસરૂં દ્રવ્યવાળું પણ વહુની સંભાવના નહિ. ફોઈ ફુવડ પણ મ્હોટા મનનાં હતાં. એમને બે સંતાન: પ્રભુલક્ષ્મી અને મોતીભાઈ. પ્રભુલક્ષ્મી ન્હાની અવસ્થામાં ઉન્મત્ત હતી. અને બા એની બાબત બહુ ફરીઆદ કરે છે. પણ સીમંત પછી પુત્ર મુકી સુવાવડમાં પ્રભુલક્ષ્મી ગુજરી ગઈ. તે ઉપર તેને અને બાને બહુ બનાવ બન્યો હતો. તેના મરણ પછી ફોઈ મરણ પામ્યાં. તે પછી મુનિ મહારાજ મરણ પામ્યા. અને તેમને આતુર સંન્યાસી કરી નડિઆદમાં ખોડીયાર માતામાં ભૂમિદાહ કરી તેની ઉપર તુલસી કયારો કર્યો છે. અને શિવલિંગ સ્થાપ્યું છે. હું તે કાળે પાંચ વર્ષનો હોઈશ. ભાઈ મોતીભાઇને ફોઇએ મરણ વખત બાના હાથમાં સોંપ્યા. મોતીભાઇ બાની પાસે રહ્યા. એમના પિતા રૂઘનાથજી ફરી પરણ્યા અને પરણી પસ્તાઇ ગુજરી ગયા. તેમણે ઘણી હરકતમાં નાંખેલી દુકાન કઠણ ચિત્તથી, કષ્ટથી, અને કલેશથી સારા માણસોની સલાહ મેળવી, તેમની સંગતમાં રહી, ન્હાની વયે મોતીભાઇએ ઠેકાણે આણી. તેમની ઓરમાન મા રૂઘનાથજીના મરણ પછી કેટલેક માસે બે બાળક મુકી ગુજરી ગયાં. બે બાળક પુત્રીઓ હતી. નવલરામને રૂપિયા કામ ન આવ્યા, રૂઘનાથજીને ફરી કરેલું લગ્ન કામ ન આવ્યું. ચિ. ભાઈ નરહરનું જનોઇ થયું, તેવામાં રૂઘનાથજી ગુજરી ગયા.

નવલરામના હાથમાં દુકાન ગયા પછી વ્યાપારનું ધોરણ બદલાયું. નવલરામ પહેલાં દુકાન ગોવિંદજી શિવરામના હાથમાં હતી. નવલરામે હુંડીપત્રી, શરાણી વગેરે કામ ચલાવ્યાં, ગોઆ, ભરૂચ, ધોલેરા, વગેરે ઠેકાણેથી આડત લીધી. સામાન મોકલે ને મોકલેલો સામાન વેંચે, તે બે ઉપર હકસાઈ મળે. શેર બજારના વખતમાં કામ એક વધાર્યું. લાખ બે લાખ થયા હશે. ગાડી રાખી, શેર બજાર પડ્યું, તેની સાથે દુકાને ખોટ જબરી ખાધી. પણ સાખ રહી. શેર બજારના વખતમાં અને તે પછી ભોઈવાડાવાળું બે માળિયું ઘર તોડી પાંચ માળ કર્યાં. ગ્રાંટરોડ આગળ રૂ. ૩૮,૦૦૦ ની વાડી લીધી. ખાંડ બજારમાં ધારશી નામના ભાટીયા સાથે ભાગમાં વખાર રાખી, એક બીજુ ન્હાનું ઘર ભાડું ખાવા રાખ્યું.

---

## રા. દોલતરામ કૃપારામ તરફથી કેટલોક જાણવાજોગ આપણી જ્ઞાતિનો હેવાલ

જેને વડિલ શ્રી ગો. મા. ત્રિ. પોતાના ઇતિહાસમાં નડિઆદના નાગર બ્રાહ્મણોના જીવનને કરકસરીયું કહે છે તે જીવનને રા. દોલતરામ સાદું જીવન કહે છે. તેમનું કહેવું થાય છે કે તે અરસામાં લોકોમાં plain living and high thinking અર્થાત સાદું જીવન અને ઉચ્ચ વિચારભાવનાના સારા સંસ્કાર વિસ્તારાયલા હતા. તેના દૃષ્ટાંતમાં એમ કહે છે કે રા. દોલતરામના કાકા રા. નવલરામ અંબાદત્ત, તથા કૃપારામ અંબાદત્તને તેમની ઘણીજ ઘણી જ નિર્ધન સ્થિતિમાં સારા કુટુંબ તરફથી કન્યાઓ મળી અને તેમનાં ઘર ઉઘાડી આપ્યાં. દોલતરામના પૂર્વજ વ્યાસ પંડ્યા પાસે પુષ્કળ ધન હતું. અને તેઓએ આખી વ્યાસ ફળી વસાવી. તેમનો પૈસો તેમના

પુત્ર મયાદત્તે વાપર્યો. અને મયાદત્તના પુત્ર અંબાદત્તમાં અક્કલ ઓછી હોવાથી મેળવેલું સૌ ખોયું, અને ખાખી બાલ થઈ બેઠા. અંબાદત્તને ત્રણ છોકરા હતા: ગુલાબરામ, નવલરામ, અને કૃપારામ. અંબાદત્તના અવસાન પછી વારસામાં ત્રણે પુત્રોને એક એક લોટો, ને એક, એક પોતડી અને માથે વીસ વીસ રૂપૈયાનું દેવું, એટલું મળ્યું. ગુલાબરામને તથા તેમના ભાઈઓને તેમના મામા મોહનરામ શિવરામે પાળ્યા. અને ગુલાબરામને હજાર રૂપૈયા આપી જુદા રહેવાનું ઠેકાણું કરી આપ્યું.

ગુલાબરામ પાછળથી રૂના વેપારમાં પડયા, અને એ વેપાર એવો હતો સારો ચાલતો કે રૂની ગાંસડીઓના ઢગલે ઢગલા ઝગડીઆપાડામાં ગુલાબરામને ઘેરથી તે છેક પોળ સુધી વિસ્તરાયલા હતા અને પોતે જે કિંમત આંકે તે બજારભાવ ઠરતો હતો. મુંબાઈના હાલના શેઠ પ્રેમચન્દ રાયચન્દ જેવી જ સ્થિતિ ગુલાબરામ તે સમયે ભોગવતા હતા. તેઓએ અઢળક પૈસો ભેગો ક[illegible] હતો. પરંતુ માણસને સમય અને લોભ સ્થિતિભાન ભુલાવી ગુલાંટ ખવડાવી દે છે, તે પ્રમાણે ગુલાબરામને થયું.

ગુલા[illegible] [illegible]યા ન [illegible]
[illegible]વો [illegible] ન [illegible]

નવલરામ તથા કૃપારામ બન્ને જન્મથી જ ગરીબ અવસ્થામાં હતા. [illegible]વલરામનો વિવાહ ધીરજરામનાં પુત્રી લીલાકોર સાથે થયો. અને ધીરજરામ પોતાના જમાતની ગરીબ અવસ્થાં જોઇને પોતાની દુકાનમાં નવલરામને લઈ ગયા. નવલરામ તથા ધીરજરામ દુકાનમાં ભાગીદાર તરીકે રહ્યા અને શ્રી "કૃષ્ણ વાસુદેવ"ના નામથી વ્યાપાર ચાલ્યો. નવલરામની પત્ની લીલાકોર યુવાવસ્થામાં ગુજરી ગયાં, અને પુર્નલગ્ન મણિરામ ગુલાબરામ પંડ્યાની છોકરી શિવગૌરી સાથે થયું. મણિરામ તે માધવરામ ધીરજરામના સાળા. નવલરામના મરણ પછી શિવગૌરીએ એકલાં રહેવા માંડયું. શિવગૌરી એક વખતે બહુ જ માંદી પડી ગાંડી થઈ. અને તે મૃત્યુ પામવાથી ઘરમાંથી શબ બહાર કાઢયું કે તરત દોલતરામે નવલરામના ઘરને તાળું માર્યું ને ન્યાત સાથે ખટપટ કરી તે ઘર પોતાને કબજે મેળવ્યું.

ત્રીજા પુત્ર કૃપારામને એમના મામા મોહનરામ શિવરામ પંડયાએ પોતાને ઘેર રાખ્યા, મામા પાસે સીત્તેર એંશી હજારની રોકડ મિલકત હતી. અને સંતાન હતું તે નષ્ટ થયું. એટલે મામાએ ભાણેજને દત્તક લેવા વિચાર કર્યો. પરન્તુ મામી ભાણેજને તકરાર હોવાથી ભાણેજે પોતાનું જુદું કર્યું અને એક વાણીયા વ્યાપારીને ત્યાં માસે એક રૂપૈયાના પગારે નોકર રહ્યા. અને પછી કોર્ટમાં મુખત્યારનામું લખવાનો વેપાર કરવા માંડયો. આવી રીતે કૃપારામે પોતાનો નિર્વાહ ચલાવવા માંડ્યો. એવામાં એવું બન્યું કે માધવરામ ધીરજરામની કાજી ચકલા આગળની પોળમાં હાલ જ્યાં શ્રીનાથજીનું પવિત્ર મન્દિર છે. ત્યાં આગળ પહેલાં ઓરડીઓ હતી. આ ઓરડીઓ આગળ કાંઈ સમારકામ ચાલતું હતું. અને તેમાં એક પાટીદારનો છોકરો ચગદાઈ મરી ગયો. આ વિષે બહુ લાંબો કેસ સરકારમાં ચાલ્યો. માધવરામના સ્હામાવાળીઆ આ વિપત્તિનો લાભ લઈ માધવરામ સામે પુરાવો આપવા તૈયાર થયા અને પોલીસનો પક્ષ લીધો. સમયને અનુસાર કૃપારામે યુક્તિપ્રયુકિતથી સરકારી કોર્ટમાં પોતાનો પગપેંસારો કર્યો. અને કેસ ચાલતાં જુબાની લેવામાં આવી ત્યારે મોટામોટા માણસોના પર પણ લાંચ લેવાનો આરોપ મુકાળ્યો અને આ કેસમાં તેમને લગભગ ચાર પાંચ હજારની મુડી મળી, એટલે તેમણે પોતે પોતાનો નિરાળો નિર્વાહ ચલાવવા માંડયો. આ અરસામાં મહીકાંઠાના ઠાકરડાઓએ બંડ કર્યું ને સરકાર તરફથી ખેડા જીલ્લાના કલેકટર ઉપર તે સંબન્ધમાં બરોબર બંદોબસ્ત કરવા આજ્ઞા-હુકમની રૂએ કલેકટરે તે તરફ મુકામ ઉપાડયો અને કૃપારામને પણ સાથે જવું પડયું. મહીકાંઠાના-વેપારીને લુટવાનો વેપાર થતો. અહિંથી પણ દસેક હજારની પુંજી તેમને મળી. ત્યારપછી થોડા વખતે એક વાણીઓ મુંબાઈથી પોતાની સાથે રૂા. ૪૦,૦૦૦ લઇને આવતો હતો, તે રસ્તામાં બોરસદ પાસે કે ત્યાં કાંઈ લુટાયો અને કૃપારામે તે ચોરી પકડી આપવાનો હુકમ થતાં પકડી આપી. તેના બદલામાં સરકારથી સારૂં ઈનામ મળ્યું અને સરકારના વિશ્વાસપાત્ર બન્યા. ત્યાર પછી તેમને નડિઆદની ફોજદારી માટે કહેવામાં આવ્યું હતું. પણ ગયા વર્ષમાં સારી ધનપ્રાપ્તિ કરનારને નોકરી કરવી રૂચિ નહિ. અને વેપાર

કરવા માંડ્યો. સિંધકરાંચીથી ઉટ આવે તે ઉપર ધીરધાર કે કાંઈ એવું કરી વ્યાપારી બન્યા. મરતીવખતે ડોસા પાસે એક લાખ અને વીસ હજારની રોકડ મિલ્કત હતી. આ વખતે બાબાશાહી ચલણ હતું. કૃપારામ એવા તો શરીરે હૃષ્ટપુષ્ટ હતા અને ન્હાનપણથી જ તેમનું શરીર કદાવર અને મજબુત હતું. પોતાની સોળ સત્તર વર્ષની ઉમરે એક વખતે નાગરવાડાના ઝવેરીઆપાડાના કુવામાંથી દાંતવડે પાણીથી ભરેલો મેર કહાડનારને એક સદ્ગૃહસ્થ તરફથી આઠ આનાનું ઇનામ કહાડવામાં આવતાં કૃપારામે બાથ ભીડી અને દોરડાથી ખેંચી કહાડ્યું. બદલામાં આઠ આના તો મળ્યા પણ દાંત ખોયા.

——:o:——

## સૂતકનિર્ણય

સૂતકમાં બ[illegible] નાગર બ્રા[illegible] [illegible]એ તેવો ખુલાસો નથી [illegible]પેલો, તેમ જ મૃતસૂતક અને એક[illegible]ધી પણ ખુલાસાની અપેક્ષા રહે છે. માટે એ સંબંધી નડીઆદના [illegible] તાયે નીચે નિર્દેશેલી છે. )

'આશાચ' શબ્દ જન્મમરણને લગાડવામાં આવે છે, અને તે [illegible] જન્મનું સૂતક અને મરણનું સૂતક સુચવાય છે:—જનનાશૌચ, અને મૃતાશૌચ. 'આશૌચ' એટલે અશુચિ, અપવિત્ર થવું તે. જન્મ સંબંધી અશુચિ એ જનનાશૌચ અને મરણ સંબંધ અશુચિ એ મૃતાશૌચ. સૂતક શબ્દ ખરી રીતે તો જન્મના પ્રસંગમાં વપરાવો જોઈએ, પણ તે આ બે પ્રસંગો માટે રૂઢ થઈ ગયો છે.

૧. **સૂતક કોને લાગે ?**—બાળકો કામચર (ગમે તેમ, ઇચ્છાનુસાર ચાલનારાં), કામભક્ષ, (ગમે તેમ ખાય), અને કામવાદ (ગમે તેમ બોલે) હોઈને તેમને સૂતકનાં અધિકારી ગણ્યાં નથી; એટલે બાળક ઉપર જણાવેલાં બન્ને સૂતકમાં અડકે કે કાંઈ કરે તો તેનો બાધ ગણાતો નથી. છોકરાને જનોઇ દેવાય અને છોકરીને પરણાવાય તે અગાઉ તેમનો સમાવેશ પિતા ભેગો ગણાય છે; છોકરીને પરણ્યા પછી સામાન્ય રીતે તેના પતિને લાગતાં સૂતક લાગુ પડે છે, ઉપરાંત તેના પિતામાતાના જ સંબંધનાં વિશિષ્ટ સૂતકો તેને લાગે.

૨. **ગર્ભ**—સ્ત્રીને ચાર મહીના સુધીમાં કસુવાવડ થાય તો તે નાહાતાં પાંચમે દિવસે શુદ્ધ થાય. ચોથા મહીનામાં કસુવાવડ થાય તો તે સંતાનના બાપ, તથા સઘળા સપિંડોને તેનું સ્નાન લાગે. પાંચમે કે છઠ્ઠે મહીને કસુવાવડ થાય તો તે સ્ત્રીને છઠ્ઠે કે સાતમે દિવસે ન્હાયા પછી સૂતક ઉતરે; અને સંતાનનાં બાપ તથા તેના સઘળા સપિંડોને ત્રણ રાત્રિ જનનાશૌચ લાગે, મૃતાશૌચ નહીં.

આઠમે મહિને સંતાન જન્મતાં બાપ તથા સપિંડોને સૂતક લાગે. ( વિગત જુઓ પાનું ૮, ૨. )

**ખુલાસો**—પહેલીથી સાતમી પેઢી સુધી સપિંડ, આઠમીથી ચૌદમી સુધી સોદક અને પંદરમીથી એકવીસ સુધી સગોત્ર; સપિંડને દશ રાત્રિ, સોદકને ત્રણ રાત્રિ અને સગોત્રને એક રાત્રિ.

૩. **મૃતજાત**—મુએલું છોકરૂં આવે તેનું સર્વ સપિંડોને દશ દિવસનું જનનાશૌચ લાગે, મૃતાશૌચ નહીં.

૪ **સ્પર્શાદિ**—વૃદ્ધિસૂતકમાં અડવાનો બાધ નહીં, માત્ર સંધ્યાપૂજાદિ નિત્ય કે શ્રાદ્ધાદિ નૈમિત્તિક કર્મ ન થાય. મૃતસૂતકમાં કોઈને અડાય નહીં, તેમ નિત્યનૈમિત્તિક કર્મ પણ ન કરાય.

૫. **બાળકના મરણનું સૂતક**—નાળ છેદ્યા પહેલાં છોકરૂં મરે તો તેની માને દશ રાત્રિ અને બાપ તથા સપિંડોને ત્રણ રાત્રિ વૃદ્ધિસૂતક લાગે.

૬. નાળ છેદ્યા પછી છોકરૂં મરે તો સઘળા સપિંડોને દશ દિવસ વૃદ્ધિસૂતક લાગે.

૭. અઢાર મહીનાનું છોકરૂં થતાં સુધી તેનું મરણ થયું હોય તે તેને દટાય, તે કરતાં વધુ મહીનાનું હોય તો તેને બાળવું પડે; પણ છોકરો જનોઈ દીધા અને છોકરી પરણ્યા પહેલાં મરે તો તેનું ચોથીયું, અને જનોઈ દીધા કે પરણ્યા પછી મરે તો તેની મોટાં માણસની જ ઉત્તરક્રિયા કરવી પડે.

૮. છોકરો જનોઈ પહેલાં કે છોકરી પરણ્યા પહેલાં મરે તો સપિંડોને માત્ર સ્નાન, અને તેનાં માતાપિતાને ત્રણ રાત્રિ, તેની માની માને તથા બાપને અહોરાત્રિ સૂતક લાગે.

૯. **દત્તકનું સૂતક**—દત્તક મરે તો તેના પ્રથમના બાપને અને પછીના બાપને ત્રિરાત્રિ, અને પ્રથમના બાપના સપિંડોને એક રાત્રિ સૂતક લાગે. દત્તક પુત્રને તેનો પ્રથમનો બાપ મરે તો ત્રણ રાત્રિ લાગે.

૧૦. **અતિક્રાન્તાશૌચ**—સૂતકના દિવસો વીતી ગયા પછી તે પ્રસંગ જાણવામાં આવે તો, તેને અતિક્રાન્તાશૌચનો પ્રસંગ કહે છે. જનનનું આશૌચ, સૂતકનો સમય વીત્યા પછી જે જાણવામાં આવે તો લાગે નહીં. જનોઈ દીધા વિનાના બાળકનું ત્રણ રાતનું સૂતક, જે પિત્રાઈઓને લાગતું હોય તેમને અતિક્રાન્તાશૌચ ન લાગે. બેન, મામા વગેરેનું ત્રણ રાતનું સૂતક, જેને લાગતું હોય તેને પણ અતિક્રાન્તાશૌચ ન લાગે.

સપિંડને દશ દિવસમાં જન્મ અથવા મરણના ખબર પડે તો, તે જાણતાં જેટલા દિવસ બાકી રહ્યા હોય તેટલા દિવસે એ સૂતક ઉતરે. ( ચાર દિવસ પછી સાંભળ્યું હોય તો બાકીના છઠ્ઠે અને છઠ્ઠે સાંભળ્યું હોય તો બાકીના ચોથે, ) એ પ્રમાણે સમાનોદક વ્યક્તિનું મરણ ત્રણ દિવસની અંદર સાંભળવામાં આવે તો તે મરણના ત્રીજે દિવસે ઉતરે.

૧૧. **સૂતકમાં સૂતક આવે તો**—દશ દિવસના મૃતસૂતકમાં બીજું દશ દિવસનું કે એથી ઓછા દિવસનું મૃતસૂતક આવે તો બન્ને સૂતક પહેલા સૂતક ભેગાં ઉતરે.

દશ દિવસના જનનાશૌચ ભેગું બીજું દશ દિવસનું કે એથી ઓછા દિવસનું જનનાશૌચ આવે તો, પહેલા ભેગાં બન્નેય સૂતકો ઉતરે.

જન્મસૂતકમાં દશ દિવસનું કે એથી ઓછા દિવસનું મૃતસૂતક આવે તો પહેલા જન્મસૂતક સાથે મૃતસૂતક ન ઉતરે. જન્મસૂતકમાં ઓછા દિવસનું મૃતસૂતક આવે તો મૃતસૂતક ઉતરતાં બાકીના જન્મસૂતકના દિવસોનું સૂતક લાગુ રહે; પણ જન્મસૂતક મૃત્યુસૂતક ભેગું ઉતરે. ત્રણ દિવસના મૃતસૂતકમાં દશ દિવસનું મૃતસૂતક આવે તો પહેલા ભેગું બીજું ન ઉતરે, બીજું તો તેના દિવસ પૂરા થાય ત્યારે જ ઉતરે.

થોડા દિવસના મૃતસૂતક ભેગું વત્તા દિવસનું જન્મસૂતક ઉતરે, પણ થોડા દિવસના જન્મસૂતક ભેગું વધુ દિવસનું મૃતસૂતક ન ઉતરે. ત્રણ દિવસના સૂતક ભેગું બીજું ત્રણનું આવે તો પહેલા સાથે બીજું ચાલ્યું જાય; એ જ પ્રમાણે અહોરાત્રના સૂતકનું.

**સારાંશ**—સરખે સરખી અથવા ઓછી મર્યાદાનું સૂતક પડે તો પેહેલા સાથે ઉતરે, પણ ઓછી મર્યાદાના સૂતકમાં વધતી મર્યાદાનું સૂતક પડે તો તે ઉતરે નહીં.



# ઉપોદ્ઘાત

—:o:—

## ઉપક્રમ

નડિઆદની વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિની પ્રતિષ્ઠા બાંધવામાં જુદી જુદી વ્યક્તિઓએ અને જુદાં જુદાં કુટુમ્બોએ જે પોતપોતાના અંશ આપ્યા છે ત્હેમાં ધીરજરામ ત્રિપાઠીના કુટુમ્બનો અંશ ધ્યાન ખેંચે એવો છે, એ કોઈ પણ ન્યાયપ્રેમી કબૂલ કરશે. તે અંશમાં "માધવરામ-સ્મારિકા" અને "શિવ-વિષ્ણુ-સ્મારિકા" ઉંચું અને વિશિષ્ટ સ્થાન ભોગવે છે. જ્ઞાતિનું વસ્તીપત્રક અને જ્ઞાતિના રીતરીવાજોની વિશ્વાસપાત્ર નોંધ, એ બે અર્વાચીનમાં અર્વાચીન શાસ્ત્રીય દૃષ્ટિથી પણ સત્કારપાત્ર જ ગણાવાં જોઇએ, અને જે જે વ્યક્તિઓએ એ બન્નેની તૈયારીમાં જે કાંઈ ભાગ ભજવ્યો હોય ત્હેનો ઉપયોગી જ્ઞાતિસેવા તરીકે સ્વીકાર થવો જોઇએ. આદર્શદૃષ્ટિથી સર્વે ય માનવ પ્રયત્નો અધુરા જ દેખાય અને આ બે પ્રયત્નો સંપૂર્ણ હોવાનો કોઇનો દાવો નથી, પરન્તુ જેટલું થયું છે તેટલું ઉપયોગી છે એ સ્વીકાર તો કૃતજ્ઞ જ્ઞાતિજનો કરશે જ એવી આશા છે. શ્રાદ્ધની સંસ્થાના પિતૃભક્તિ અને સ્વજનસ્મરણ રૂપી સનાતન આત્માનો આ એક સ્તુત્ય યુગયોગ્ય આવિર્ભાવ છે.

"માધવરામ-સ્મારિકા" ની પ્રથમાવૃત્તિના યોજકો સદ્ગતશ્રી માધવરામ ભાઇના બે પુત્રો ગોવર્ધનરામભાઈ અને નરહરિરામ હતા. એ રામ-લક્ષ્મણની જોડીની અનુકરણીય પિતૃભક્તિએ ઈ. સ. ૧૯૦૦ માં "માધવરામ-સ્મારિકા" ની પ્રથમ આવૃત્તિ પ્રકટ કરાવી. ગોવર્ધનરામભાઈ જેવી પ્રતિભાશાલી વ્યક્તિ જ્ઞાતિના વસ્તીપત્રક જેવી દિશામાં પોતાની અસામાન્ય શક્તિઓનો ઉપયોગ કરવાનું કર્તવ્ય સ્વીકારે અને તે વસ્તીપત્રકની પ્રસ્તાવના લખે, એ કાંઈ જ્ઞાતિનું જેવું તેવું સદ્ભાગ્ય નથી. ત્હેમણે લખેલી પ્રસ્તાવના જ્ઞાતિ વિષે ઉપયોગી માહીતી સંક્ષેપમાં રજુ કરે છે એટલું જ નહિ, પરન્તુ કયાં કયાં દૃષ્ટિબિન્દુઓથી જોવાવું જોઇએ તે પણ સાથે સાથે સૂચવે છે. જ્ઞાતિનું દુર્ભાગ્ય છે કે ત્હેમના જેવી સમર્થ અને સર્વદેશીય વ્યક્તિના સિંહાવલોકનનો અને માર્ગદર્શનનો લાભ ઈ. સ. ૧૯૨૬ માં પ્રકટ થતી દ્વિતીયાવૃત્તિ પ્રસંગે મળી શકે તેમ નથી. એમનું સ્થાન તો કોઈથી લઈ શકાય તેમ છે જ નહિ, પરન્તુ ત્હેમને પગલે ચાલી આટલી જ્ઞાતિસેવા કરવાનું મ્હને જે સદ્ભાગ્ય પ્રાપ્ત થયું છે તે માટે હું મને ભાગ્યશાલી માનું છું. હું ઇચ્છું એટલું સારૂં કાર્ય સંયોગવશાત્ હું કરી શકયો નથી એનું મ્હને પોતાને સંપૂર્ણ ભાન છે, અને જેથી મ્હને પૂરેપૂરો સંતોષ નથી તેથી ઇતિર જ્ઞાતિબન્ધુઓને સંતોષ આપી શકવાની આશા હું કયાંથી રાખી શકું ? પરન્તુ જે છે તે આ છે. જ્ઞાતિ નભાવી લે એટલી પ્રાર્થના.

આ બીજી આવૃત્તિનેઅંગે સામગ્રીની તૈયારી કરવામાં ભાઈ રતિપતિરામ ઉધમરામ પંડ્યાએ એમની લાક્ષણિક હૃદયશુદ્ધિ અને ઉત્સાહમયતા દર્શાવી છે, તેમ જ સ્તુત્ય પરિશ્રમ ઉઠાવ્યો છે. ભાઈ અંબાલાલ બુલાખીરામ જાની એટલે શ્રમમૂર્તિ. ભાઈ રતિપતિરામના કાર્યને પરિપાક આપવામાં અને આ આવૃત્તિનું સંપાદનકાર્ય કરવામાં એમનો અંશ કાંઇ જેવો તેવો નથી. ભાઈ શ્રી શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિકે "શિવ-વિષ્ણુ-સ્મારિકા"ને અંગે જે જ્ઞાતિયજ્ઞ કર્યો હતો તેવો જ સ્મારિકાનાં પરિશિષ્ટો તૈયાર કરવામાં કર્યો છે. એ સર્વે જ્ઞાતિપ્રેમી વ્યક્તિઓની સેવાઓનો જ્ઞાતિ સ્વીકાર કરશે એવી આશા છે.

## જ્ઞાતિનિવાસ

નડિઆદમાં વડનગરા નાગરબ્રાહ્મણોના મ્હોટા ભાગનો વાસ નાગરવાડામાં છે અને માત્ર ત્રણેક ઘર કંસારવાડે છે. એમ કહેવાય છે કે પૂર્વે નાગરબ્રાહ્મણો કંસારવાડાવાળા લત્તામાં રહેતા અને નાગર ગૃહસ્થો નાગરવાડાવાળા લત્તામાં રહેતા. કંસારવાડાવાળા લત્તામાં એક કૂઓ છે તે હજી યે "નાગર કૂઈ" એ નામે ઓળખાય છે તે નાગરબ્રાહ્મણવાસના સ્મારક અવશેષરૂપે. જો કે નાગરો કૂઆને "કૂઇ" નથી કહેતા એ પણ ધ્યાન ખેંચે તેવી બાબત છે. જ્યારે નાગર ગૃહસ્થો નડિઆદ છોડીને મહુધે કે પેટલાદ ચાલ્યા ગયા ત્યારે નાગર

બ્રાહ્મણોએ ત્હેમનાં ઘર ખરીદી લીધાં અને કંસારવાડો છોડી તેઓ નાગરવાડે રહેવા આવ્યા. તે વખતે કેટલાંક કુટુમ્બોએ કંસારવાડે જ રહેવાનું પસંદ કર્યું. નડિઆદની નાગરી નાતમાં પ્રતિષ્ઠિત ગણાતા ગોકુળજી કાશીનાથ પંડ્યાના કુટુમ્બની શાખાઓ હજી યે કંસારવાડે રહે છે. ટૂંકામાં, નાગરવાડો અને કંસારવાડો નાગરજ્ઞાતિના નિવાસરૂપ લેખાય

નડિઆદ સ્ટેશનથી ગામ તરફ આવતાં બળીપોળથી નાગરવાડાની શરૂઆત થાય છે. પૂર્વે નાગરવાડો બધી યે બાજુથી સુરક્ષિત રહે તે માટે એક બાજુએ "બળીપોળ," બીજી બાજુએ અંબામાતાના મંદિર પાસે "ભીખારીપોળ" અને ત્રીજી બાજુએ વ્યાસફળીયું મૂકીને રતનતલાવ જતાં પ્રભુશંકરના મહાદેવ પાસે "રતનપોળ" એમ ત્રણ મ્હોટા દરવાજા હતા અને તે બન્ધ કરવામાં આવતા હતા. પાછળથી તે ત્રણેય દરવાજા તોડી પાડવામાં આવ્યા હતા. હાલમાં વ્યાસફળીયું, રતનપોળ વગેરે ભાગોમાં નાગરોની વસ્તી નથી, પરન્તુ પ્હેલાં તે ભાગોમાં પણ નાગર બ્રાહ્મણો રહેતા હતા.

ઈ. સ. ૧૯૦૦ માં નડિઆદમાં નાગર બ્રાહ્મણોની માલેકીનાં કુલ ૮૬ મકાનો હતાં. ઇ. સ. ૧૯૨૫ માં કુલ ૭૮ મકાનો છે. પરિણામે છેલ્લાં પચીસ વર્ષમાં કુલ ૮ મકાન કમી થયાં છે.

છેલ્લાં પચીસ વર્ષમાં ૭ મકાનો પરનાતીના હાથમાં ગયાં છે, ૩ મકાનો પરગામ દેવાયલી કન્યાઓના હાથમાં ગયાં છે અને ૧ મકાન સાર્વજનિક દાનરૂપે અનાથાશ્રમને આપવામાં આવ્યું છે. કુલ ૬ મકાનો પરનાતી તથા પરગામીના હાથમાંથી નડિઆદના નાગરબ્રાહ્મણોના હાથમાં આવ્યાં છે. તે મકાનોમાંથી મ્હોટે ભાગે જૂનાં મકાનો સાથે મેળવી દેવામાં આવેલાં હોવાથી સંખ્યામાં વધારો થયો નથી.

આ ઉપરાંત લગભગ ઈ. સ. ૧૯૦૦ ના અરસામાં રા. દોલતરામ કૃપારામ પંડ્યાએ ડભાણ જતાં રસ્તામાં આવતા પોતાના ખેતરમાં એક બંગલો બંધાવ્યો હતો અને ત્હેનો ઉપયોગ પ્રસંગે પોતાને રહેવા માટે કરતા. તે જ જગ્યાએ ત્હેમના કુટુંબ તરફથી બીજો બંગલો પણ પાછળથી બંધાવવામાં આવ્યો છે. તે બન્ને બંગલા હાલમાં મિશનરી હોસ્પિટલને અંગે ભાડે આપવામાં આવે છે.

બ્હાર ગામમાં નડિઆદના નાગર બ્રાહ્મણોની માલેકીનાં ૩ મકાનો છેઃ (૧) વડોદરા કેમ્પમાં રા. ઇશ્વરલાલ ઉમિયાશંકર યાજ્ઞિકનું મકાન; (૨) બોરીવલીમાં રા. ધર્મસુખરામ તનસુખરામ ત્રિપાઠીનો બંગલો; અને (૩) કાંદીવલીમાં રા. નયનસુખલાલ હરિલાલ પંડ્યાનો બંગલો.

ધર્મપુરીનું મકાન ઈ. સ. ૧૯૦૦ માં ચાળીસના તડની માલેકીનું હતું, પરન્તુ ઈ. સ. ૧૯૧૮ માં રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીએ મ્હોટી રકમ આપી બન્ને તડ એકત્ર કર્યાં ને ધર્મપુરીનો જીર્ણોદ્ધાર કરાવ્યો ત્યારથી તે મકાન સમસ્ત નાગરી નાતની માલેકીનું થયું છે.

## વસ્તી ( પરિશિષ્ટ નં. ૧ )

ઇ. સ. ૧૯૦૦ માં નડિઆદની વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિમાં કુલ વસ્તી ૨૨૨ હતી. ઈ. સ. ૧૯૨૫ માં કુલ વસ્તી ૨૪૬ છે. પરિણામે છેલ્લાં પચીસ વર્ષમાં વસ્તીની બાબતમાં કુલ ૨૪ નો વધારો થયો છે.

ઈ. સ. ૧૯૦૦ માં કુલ ૧૧૪ પુરૂષો હતા અને કુલ ૧૦૮ સ્ત્રીઓ હતી. ઈ. સ. ૧૯૨૫ માં કુલ ૧૨૬ પુરૂષો છે અને કુલ ૧૨૦ સ્ત્રીઓ છે. એટલે છેલ્લાં પચીસ વર્ષમાં પુરૂષોની સંખ્યામાં ૧૨ નો વધારો થયો છે અને સ્ત્રીઓની સંખ્યામાં પણ ૧૨ નો વધારો થયો છે. ઈ. સ. ૧૯૦૦ માં સ્ત્રીઓ કરતાં ૬ પુરૂષો વધારે હતા અને ઇ. સ. ૧૯૨૫ માં પણ સ્ત્રીઓ કરતાં ૬ પુરૂષો વધારે છે. આ એક આશ્ચર્યકારક યોગ છે.

સ્ત્રીઓની ગણત્રી કરવામાં જે સ્ત્રીઓ પરગામ પરણી છે ત્હેમની ગણત્રી નડિઆદ ખાતે કરવામાં આવી નથી, જ્યારે પરગામની જે સ્ત્રીઓ નડિઆદમાં પરણી છે ત્હેમની ગણત્રી નડિઆદ ખાતે કરવામાં આવી છે.

ઈ. સ. ૧૯૦૦ પૂર્વે નડિઆદના ૩ પુરૂષ અને ૧ સ્ત્રી કાશીનિવાસ કરતાં હતાં તે ગુજરી ગયાં છે.

સંક્ષેપમાં, એકંદરે વસ્તીમાં વધારો થયો છે અને એકંદરે સ્ત્રીઓ કરતાં પુરૂષો વધારે છે.

## વિવાહ–લગ્નાદિ ( પરિશિષ્ટ નં. ૨ )

ઈ. સ. ૧૯૦૦ માં કુલ માણસો ૨૨૨ હતાં. ત્હેમાં ૬૪ કુંવારાં, ૧૩ વિવાહિત, ૧૧૨ પરિણીત અને ૩૩ વિધુર–વિધવા હતાં. ૬૪ કુંવારાંમાં ૪૩ પુરૂષ અને ૨૧ સ્ત્રી હતાં. ૧૩ વિવાહિતમાં ૭ પુરૂષ અને ૬ સ્ત્રી હતાં. ૧૧૨ પરિણીતમાં ૫૬ પુરૂષ અને ૫૬ સ્ત્રી હતાં. ૩૩ વિધવા–વિધુરમાં ૮ પુરૂષ ( વિધુર ) અને ૨૫ સ્ત્રી ( વિધવા ) હતાં.

ઈ. સ. ૧૯૨૫ માં કુલ માણસો ૨૪૬ છે. ત્હેમાં ૮૭ કુંવારાં, ૧૪ વિવાહિત, ૧૦૩ પરિણીત અને ૪૨ વિધુર–વિધવા છે. ૮૭ કુંવારાંમાં ૫૪ પુરૂષ અને ૩૩ સ્ત્રી છે. ૧૪ વિવાહિતમાં ૮ પુરૂષ અને ૬ સ્ત્રી છે. ૧૦૩ પરિણીતમાં ૫૧ પુરૂષ અને ૫૨ સ્ત્રી છે. ૪૨ વિધુર–વિધવામાં ૧૩ પુરૂષ ( વિધુર ) અને ૨૯ સ્ત્રી ( વિધવા ) છે.

ઉપરના આંકડાઓની સરખામણી કરતાં જણાશે કે ઈ. સ. ૧૯૦૦ માં તેમ જ ઈ. સ. ૧૯૨૫ માં વિધુરો કરતાં વિધવાઓની સંખ્યા ઘણી મ્હોટી છે. આમ થવામાં બે કારણો હોઇ શકે. એક કારણ તો એ હોઈ શકે કે જ્યારે સ્ત્રી વિધવા થયા પછી ફરીથી પરણી શકતી ન હોવાથી કાયમને માટે વિધવા રહે છે ત્યારે પુરૂષ વિધુર થયા પછી ફરીથી પરણી શકતો હોવાથી "વિધુર" મટી "પરિણીત" થઇ શકે છે. બીજું કારણ પરિશિષ્ટ નં. ૨ માં ઉમ્મરક્રમ સરખાવતાં એમ લાગે છે કે વિધુરદશામાં પુરૂષો જેટલી ઉમ્મર સુધી જીવી શકે છે ત્હેના કરતાં વિધવાદશામાં સ્ત્રીઓ વધારે મ્હોટી ઉમ્મર સુધી જીવી શકે છે.

પરિશિષ્ટ નં. ૨ જોતાં જણાશે કે ઇ. સ. ૧૯૦૦ માં કે ઈ. સ. ૧૯૨૫ માં ૩૦ વર્ષ નીચે કોઈ વિધુર નથી અને ૨૦ વર્ષ નીચે કોઈ વિધવા નથી.

ક્રમે ક્રમે વિવાહની તેમજ લગ્નની ઉમ્મર વધતી જાય છે એટલું જ નહિ, પરન્તુ લગ્ન થયા પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવાની ઉમ્મર પણ વધતી જાય છે.

વિવાહ–લગ્નાદિ માટે પરગામ સાથે સંબંધ છે, જેમકે પેટલાદ, સુરત, પાટણ, જૂનાગઢ, વડોદરા, અમદાવાદ, ખંભાત વગેરે. બહારગામથી આવેલી કન્યાઓ પૈકી ઈ. સ. ૧૯૦૦ માં ૪ હયાત હતી. બહારગામ દેવાયલી કન્યાઓ પૈકી ઇ. સ. ૧૯૦૦ માં ૧૫ પરિણીત અને ૮ વિવાહિત મળીને કુલ ૨૩ હયાત હતી. બહારગામથી આવેલી ૧૦ કન્યાઓ પૈકી ઈ. સ. ૧૯૨૫ માં કુલ ૭ હયાત છે, ત્હેમાં ૬ પરિણીત અને ૧ વિવાહિત છે. બહારગામ દેવાયલી કન્યાઓ પૈકી ઇ. સ. ૧૯૨૫ માં કુલ ૩૧ હયાત છે, ત્હેમાં ૨૯ પરિણીત અને ૨ વિવાહિત છે. બહારગામ દેવાયલી કન્યાઓમાંથી ૩ સ્ત્રીઓને વૈધવ્ય પ્રાપ્ત થયાથી તેઓ પાછી નડિઆદમાં આવીને રહી છે. ઈ. સ. ૧૯૦૦ થી ઇ. સ. ૧૯૨૫ સુધીમાં જે સ્ત્રીઓ બહારગામથી નડિઆદ આવી હોય અથવા નડિઆદથી બહારગામ દેવાઇ હોય છતાં મરી પરવારી હોય ત્હેમનો સમાવેશ ઉપરની ગણત્રીમાં થતો નથી.

## કેળવણી ( પરિશિષ્ટ નં. ૩ )

યુનિવર્સિટીની કેળવણી શરૂ થઈ ત્યારથી માંડીને ઇ. સ. ૧૯૦૦ સુધી માં ૬ બી. એ. હતા. ઇ. સ. ૧૯૨૫ ની આખર સુધીમાં બી. એ. ની કુલસંખ્યા ૩૬ છે, જેમાં ૩૫ પુરૂષો છે અને ૧ સ્ત્રી છે. એટલે ઇ. સ. ૧૯૦૦ પછીથી બી. એ. થનાર જ્ઞાતિજનોની સંખ્યામાં ૩૦ નો વધારો થયો છે. કુલ ૩૬ બી. એ. માંથી ૫ ગુજરી જતાં હાલ ૩૧ બી. એ. હયાત છે.

ઇ. સ. ૧૯૦૦ સુધીમાં એલએલ. બી. ની સંખ્યા ૩ હતી. ઇ. સ. ૧૯૨૫ ની આખર સુધીમાં એલએલ. બી.ની કુલ સંખ્યા ૧૧ છે. એટલે ઇ. સ. ૧૯૦૦ પછીથી એલએલ. બી. થનાર જ્ઞાતિજનોની સંખ્યામાં ૮ નો વધારો થયો છે. કુલ ૧૧ એલએલ. બી. માંથી ૩ ગુજરી જતાં હાલ ૮ એલએલ. બી. હયાત છે.

ઈ. સ. ૧૯૦૦ સુધીમાં કોઈ એમ. એ. થયું ન હતું. ઇ. સ. ૧૯૨૫ સુધીમાં ૪ એમ. એ. થયા છે અને તે સર્વે હયાત છે.

ઈ. સ. ૧૯૦૦ થી ઈ. સ. ૧૯૨૫ સુધીમાં કેળવણીની દૃષ્ટિથી મ્હોટામાં મ્હોટો ગણાય એવો બનાવ એ છે કે રા. કાન્તિલાલ છગનલાલ પંડ્યા એમ. એ., ઈંગ્લંડ જઈ લન્ડન યુનિવર્સિટીની ઉંચામાં ઉંચી ગણાતી **પીએચ. ડી.** ની ડીગ્રી લઈ આવ્યા છે અને "ડૉકટર"ની માનનીય સંજ્ઞા મેળવવા ભાગ્યશાલી થયા છે.

સદ્દગત રા. શાન્તિલાલ ચુનીલાલ યાજ્ઞિકે શિક્ષણકાર્યને અંગે અપાતી યુનિવર્સિટીની બી. ટી. ની ડીગ્રી મેળવી હતી. રા. લક્ષ્મણરાવ ભાસ્કરરાવ પંડ્યાએ બી. એ થયા પછી બી. ઈ. ની ડીગ્રી લીધી છે.

· યુનિવર્સિટીની કેળવણીના સંબન્ધમાં એકંદર વિચાર કરતાં નીચેની બાબતો નોંધ લેવા જેવી છેઃ—

( ૧ ) આપણે બ્રાહ્મણો છીએ અને હેમાં પણ શ્રેષ્ઠ ગણાતા બ્રાહ્મણો છીએ એ આદર્શદૃષ્ટિથી જોતાં કેળવણીના પ્રદેશમાં આપણા જ્ઞાતિજનોની સિદ્ધિ પ્રથમ પંક્તિની કે પૂરેપૂરી સંતોષકારક ભાગ્યે ગણાય, છતાં સામાન્ય દૃષ્ટિથી જોતાં અને બીજાઓની સાથે સરખાવતાં એકંદરે તે ખોટી ન ગણાય. આપણું બ્રાહ્મણત્વ સફલ અને શોભાન્વિત તો ગણાય જો આપણા જેવી વિદ્યાપ્રેમી અને વિદ્યોપજીવી જ્ઞાતિનાં સ્ત્રી-પુરૂષો કેળવણીમાં પ્રથમ પદ મેળવે.

( ૨ ) કાંઈક અર્ધ-સામાજિક અને કાંઈક અર્ધ-ધાર્મિક રૂઢિઓના પ્રતિબન્ધથી અને કાંઈક આર્થિક અન્તરાયોથી આપણી જ્ઞાતિનાં સ્ત્રી-પુરૂષોએ અર્વાચીન કાલમાં ઉત્તમ ગણાતાં પાશ્ચાત્ય વિદ્યાપીઠોમાં જઈ માનપ્રદ ઉપાધિઓ સંપાદન કરી નથી, માત્ર ડૉ. કાન્તિલાલના અપવાદ સિવાય.

( ૩ ) અત્રેની યુનિવર્સિટીની ડીગ્રીઓમાંથી પણ એમ. એ., એલએલ. એમ., એમ ડી , એમ. એસસી. જેવી ઉંચામાં ઉંચી ડીગ્રીઓ આપણી જ્ઞાતિને શોભે તેટલી સંખ્યામાં અને તેવી રીતે સંપાદન થયેલી નથી. માત્ર ચાર જ ભાઈઓ એમ. એ. થયેલા છે.

( ૪ ) ફેલોશિપ, સ્કૉલરશિપ, ઇનામો, ચન્દ્રકો આદિ મેળવવા થોડા જ જ્ઞાતિજનો ભાગ્યશાલી થયા છે એટલું જ નહિ, પરન્તુ ફર્સ્ટ એલએલ. બી. માં રા. ભાનુશંકર હરિશંકર યાજ્ઞિક "ફર્સ્ટ ક્લાસ" મેળવી શકયા હતા તે બાદ કરતાં કોઈ ફર્સ્ટ ક્લાસમાં પાસ થયું નથી. એટલી સંતોષકારક બાબત છે કે સેકન્ડ ક્લાસમાં પાસ થનારની સંખ્યા એકંદરે ઠીક ગણી શકાય.

( ૫ ) માત્ર સૌ. વિનોદિનીનો દાખલો બાદ કરતાં કોઈ સ્ત્રી બી. એ. સુધી યે ભણેલી નથી એટલું જ નહિ, પરન્તુ મૅટ્રિક્યુલેશન ક્લાસ સુધીનો અભ્યાસ કરનાર પણ સ્વ. સૌ. મદનિકા, સૌ. પુષ્પાવતી રંજિતલાલ પંડ્યા અને કુ. પ્રમોદિની શિવાય કોઈ બ્હેનો નીકળી નથી. વિદ્યાપ્રેમના પ્રત્યક્ષ પ્રમાણરૂપ લેખી શકાય તેવી યુનિવર્સિટીની ઉચ્ચતર કેળવણીની જેવી કદર નાગર બ્રાહ્મણ જેવી શ્રેષ્ઠ જ્ઞાતિને શોભે તેવી હેણે સ્ત્રીઓના સંબન્ધમાં કરી બતાવી નથી.

( ૬ ) યુનિવર્સિટી કેળવણીની મેડિકલ લાઇન, કમર્શિઅલ લાઇન, સિવિલ એન્જીનિઅરિંગ લાઇન, ઍગ્રિકલ્ચરલ લાઇન જેવી જુદી જુદી દિશાઓમાં જવાની વૃત્તિ બહુ દૃષ્ટિગોચર થઈ નથી. એવી લાઇનોના ગ્રૅજ્યુએટો આપણી જ્ઞાતિમાં હજી સુધી કોઈ નથી, એ સખેદાશ્ચર્ય ઉત્પન્ન કરે છે. બેશક સ્વ. રા. કનૈયાલાલ મેડિકલ કૉલેજમાં અભ્યાસ કરતા હતા, તેમજ રા. વીરમણિલાલ છગનલાલ પંડયા તથા રા. પ્રદ્યુમ્નશંકર કૃષ્ણશંકર પંડયા હાલ અભ્યાસ કરે છે તે ધ્યાન બહાર રાખવા જેવું નથી. કમર્શિઅલ લાઇનમાં રા. નરેન્દ્રશંકર ચન્દ્રશંકર પંડયા હાલ અભ્યાસ કરે છે અને રા. હરિહરશંકર અક્ષરશંકર યાજ્ઞિક તે દિશામાં પ્રયાસ કરતા હતા તે નોંધવા જેવું છે.

યુનિવર્સિટીથી ઇતર દિશાઓમાં વિદ્યાભ્યાસ કરનારની નોંધ નીચે પ્રમાણે છે. ઈ સ. ૧૯૦૦ સુધીમાં રા હરિલાલ કૃપારામ પંડયા અને રા. હરસુખરામ પંડિતરામ પંડયા મુંબાઈની હાઈકોર્ટ તરફથી લેવાતી હાઈકોર્ટ પ્લીડરની પરીક્ષામાં પાસ થયેલા હતા. ઇ. સ. ૧૯૦૦ થી ઇ. સ. ૧૯૨૫ સુધીના અરસામાં રા. નયનસુખલાલ હરિલાલ પંડયાએ મુંબાઈની હાઇકોર્ટ તરફથી લેવાતી સૉલિસિટરની પરીક્ષા પાસ કરી છે. રા. રંજિતલાલ હરિલાલ પંડયા વિલાયત જઈ બૅરિસ્ટર થઈ આવ્યા છે. રા ભાનુશંકર હરિશંકર યાજ્ઞિકે લન્ડન ચેમ્બરની હિસાબી પરીક્ષા પાસ કરી છે રા. રતિલાલ ચુનીલાલ યાજ્ઞિકે મુંબાઇની "વિક્ટોરિયા ટેકિનકલ ઇન્સ્ટિટયૂટ" માં વિદ્યાભ્યાસ કરી એલ. એમ. ઈ નો ડિપ્લોમા મેળવ્યો છે અને મીકેનિકલ એન્જીનિયરિંગની પરીક્ષા ફર્સ્ટ ક્લાસમાં પસાર કરી છે. રા. કનુભાઈ અચાભાઈ દેસાઇએ કલકત્તા નૅશનલ કૉલેજની એલ. એમ. ઍન્ડ એસ. ની ડીગ્રી લીધી છે. રા. મનુભાઈ અચાભાઈ દેસાઇએ વડોદરાના કલાભુવનમાં "ડાઈંગ અને બ્લીચિંગ"નું જ્ઞાન મેળવ્યુ છે. રા. સવાઈલાલ ચુનીલાલ યાજ્ઞિકે મુંબાઈની સર જમશેદજી જીજીભાઈ આર્ટ્સ સ્કૂલમાં ચિત્રકલા-ડ્રૉઈંગ-ની

બધી પરીક્ષાઓ પસાર કરી, ડ્રાફટસ મેનની કલાનું જ્ઞાન મેળવ્યું છે. રા પ્રાણુલાલ બુલાખીરામ યાજ્ઞિકે પૂનામ "કૉલેજ ઑફ એગ્રીકલ્ચર"માં એક વર્ષ અભ્યાસ કરી ખેતવાડી ખાતાનો ડિપ્લોમા મેળવ્યો છે. ભાઈ કૃષ્ણલાલ છગનલાલ પંડ્યા દાવર્સ કૉલેજ ઑફ કૉમર્સમાં વ્યાપારી જ્ઞાન મેળવે છે.

સ્ત્રીઓમાંથી સૌ. રસિકગૌરીએ અને સૌ. કુમુદલક્ષ્મીએ શિક્ષણકલાની પરીક્ષા આપી હેનાં પ્રમાણપત્રે મેળવ્યાં છે. તે બન્ને બ્હેનોએ વનિતા-વિશ્રામના ટ્રેનિંગ કલાસમાં અભ્યાસ કર્યો હતો.

એકંદરે સ્ત્રી-કેલવણીની સ્થિતિ અસંતોષકકારક છે, ખાસ કરીને નાગરી નાત જેવી ઉંચી જ્ઞાતિન આદર્શની દૃષ્ટિથી જોતાં. યુનિવર્સિટીની કેલવણી તો વસ્તુતઃ નથી લેવાતી એટલું જ નહિ, પરન્તુ માધ્યમિક કેલવણી પણ વસ્તુતઃ નથી લેવાતી-અપવાદરૂપ ગણ્યાગાંઠ્યા દાખલાઓ બાદ કરતાં. એટલે અંગ્રેજી કે સંસ્કૃત જ્ઞાન એકંદરે નહિ જેવું થોડાં ઘણાંને હોય છે. બેશક, એટલું છે કે ગુજરાતી લખતાં વાંચતાં તો ઘણી ખરી સ્ત્રીઓ શીખે છે ખરી. ટૂંકામાં, સ્ત્રી-કેલવણીમાં પ્રગતિને ઘણો જ અવકાશ છે.

## આર્થિક સ્થિતિ ( પરિશિષ્ટ નં. ૪ )

ઈ. સ. ૧૯૨૫ માં જમીનની અથવા ધીરધારની બેઠી આવક ઉપર નીભાવ કરનારની સંખ્યા ૬ છે સ્વતંત્ર ધંધો કરનારની સંખ્યા ૧૩ છે. હેમાં ૬ વકીલાતનો ધંધો કરે છે, ૨ વૈદ્યકનો ધંધો કરે છે અને ૧ વ્યાપાર કરે છે. ૨ પેન્શનરો છે. નોકરી કરનારની સંખ્યા ૩૬ છે હેમાં ૫ બ્રિટિશ રાજ્યની નોકરી કરે છે ૫ દેશીરાજ્યની નોકરી કરે છે, ૭ રેલ્વેની નોકરી કરે છે, ૩ મ્યુનિસિપાલિટીની નોકરી કરે છે અને ૧૬ ખાનગી નોકરી કરે છે.

વકીલાતના ધંધામાં ૧ સૉલિસિટર છે, ૧ બૅરિસ્ટર છે, ૧ મુબાઈ હાઇકોર્ટમાં પ્રૅક્ટિસ કરનાર વકીલ છે ૧ અમદાવાદમાં વકીલાત કરે છે, ૨ નડિઆદમાં વકીલાત કરે છે.

શિક્ષણના ધંધામાં ૨ પ્રોફેસરો છે, ૧ સંસ્કૃત પાઠશાલાના આચાર્ય છે અને ૫ શિક્ષકો છે.

વર્તમાનપત્રોના ધંધામાં જનારની સંખ્યા ૨ છે.

આવક પરત્વે, જેઓ નોકરી કરે છે હેમાં જેમને માસિક પગાર રૂ. ૫૦૦ અથવા તેથી વધારે મળતો હોય તેવા ૨ છે, રૂ. ૧૦૧ થી રૂ. ૫૦૦ સુધી મળતો હોય એવા ૧૩ છે, રૂ. ૫૧ થી રૂ. ૧૦૦ સુધી મળતો હોય તેવા ૧૪ છે અને રૂ. ૫૦ સુધી મળતો હોય તેવા ૫ છે.

૨૧ કુટુમ્બો ઓછીવત્તી જમીનવાળાં છે અને ૧૬ કુટુમ્બો ઓછાંવત્તાં શેર, બૅન્કડીપૉઝિટ વગેરેવાળાં છે.

આર્થિક સ્થિતિના સંબન્ધમાં નીચેની બાબતો નોંધવા જેવી છેઃ—

( ૧ ) ઈ. સ. ૧૯૦૦ માં અથવા તે પૂર્વે જે સ્થિતિ હતી અને હાલ જે સ્થિતિ છે હેમાં મુખ્ય ભેદ બે છેઃ પ્હેલાં એક બાબત તો એ હતી કે રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી પોતે ઘણું દ્રવ્ય ઉપાર્જન કરી શક્યા હતા એટલું જ નહિ, પરન્તુ પોતાના પ્રભાવથી આપણા કેટલાક જ્ઞાતિજનોને તેઓ દેશી રાજ્યોમાં મ્હોટા હોદ્દાદારો અને પગારદારો કરાવી શક્યા હતા. આપણી જ્ઞાતિમાં જે કેટલાંક કુટુમ્બો ઉજળી અને સુખી સ્થિતિ-વાળાં હતાં હેનું એક મુખ્ય કારણ એ. બીજી બાબત એ હતી કે નડિઆદમાં જ રહીને જમીનદારી અને ધીરધારના ધંધાથી આબરૂભેર પોતાનો નિર્વાહ કરનાર અને સંચય કરનાર વ્યકિતઓ તથા કુટુમ્બો હતાં. ટૂંકામાં, બ્હારથી સારૂં કમાઈ લાવનારની અને નડિઆદમાં ઘેર બેઠે કમાનારની સંખ્યા ઠીક હોવાથી નાતમાં ઉજળાપણું, સુખીપણું અને પ્રસંગે જાહોજલાલી દેખાતાં, અને જેમની સ્થિતિ તંગ અથવા નિરાધાર હોય તેવાંને ગુપ્ત આશ્રય પરસ્પર મળતો હોવાથી બધું ઠીકઠાક ચાલતું. હાલમાં ઉપરનાં બે તત્ત્વો લગભગ કમી થઈ જવાથી ઘણાખરાને બ્હાર કમાવા જવું પડે છે, નિર્વાહ માટે પરિશ્રમ કરવો પડે છે અને મ્હોટે ભાગે પોતાના જ બલ ઉપર આધાર રાખવો પડે છે. એકંદરે કમાનારા ઠીક કમાતા હોવાં છતાં એક પ્રકારનું ઉજળાપણું, એક પ્રકારનું સુખીપણું, એક પ્રકારની નીરાંત કમી થયાં છે.

( ૨ ) પ્હેલાંના પ્રમાણમાં મોંઘવારી વધી ગઈ છે તેમ જ જીવનની હાડમારી (struggle for existence) વધી પડી છે. પરિણામે પ્હેલાં સોંઘવારી હતી અને એક પ્રકારની નિવૃત્તિ હતી તે વખતના જેવી સ્થિતિ હાલ ન હોય, એ સ્વાભાવિક છે. ટૂંકામાં, પહેલાંને ધોરણે હાલની કલ્પના કરવી, એ યોગ્ય નથી. પ્હેલાંનાં કરતાં કમાવા માટે વધારે સ્વાશ્રય, સાહસ અને હાડમારી વેઠવાં જ પડશે, વધારે ખર્ચ માટે તૈયાર રહેવું જ પડશે અને થોડી બચતથી સંતોષ માનવો જ પડશે. સામાન્ય આર્થિક સંયોગોમાં પરિવર્તન થયાથી ત્હેમને પ્હોંચી વળવા માટે જ્ઞાતિજનોએ વ્યક્તિગત તેમ જ સમુદાયગત પ્રયાસો કરવા પડશે. કરકસરથી સાદી અને કુદરતી રીતે રહેવાના અને ખર્ચાળ ટેવો છોડી દેવાના બોધો આપે છે બધા ય, પરન્તુ કાંઇક પ્રવાહ જ એવો છે કે થોડા જ તે પાળી શકે છે અને થોડા જ પાળી શકશે. જૂના જમાનાને પાછો લાવવાના લગભગ અશકય અને અરુચિકર ઉપાયો સૂચવવા કરતાં નવા સંયોગોને પ્હોંચી વળવા જૂનામાંથી ઉત્તમ તત્ત્વોનું સંરક્ષણ કરવા સાથે નવામાંથી ઉત્તમ માર્ગોનું સેવન કરવા સૂચવવું એ વધારે સલાહભર્યું, સલામત, અસરકારક અને વ્યાવહારિક છે.

( ૩ ) જૂના બ્રાહ્મણત્વના સનાતન આત્માને સાચવી રાખવા હોય અને નવા જમાનાની સંસ્કારિતાના સંશ્રયરૂપ થવું હોય તો આપણી જ્ઞાતિના મ્હોટા ભાગે વ્યાપાર, ઉદ્યોગ વગેરે વધારે દ્રવ્ય આપનાર પરન્તુ ઓછા સંસ્કારી ધંધાઓને બદલે વકીલાત, કેળવણી, વૈદ્યક, રાજ્યસેવા એવા ઉજળા ધંધાઓ સ્વીકારવા જોઇએ, અને ત્હેમાં વધારે પરિશ્રમ ઉઠાવી, પોતાની શક્તિ દાખવી, ઉચ્ચ સ્થાનો પ્રાપ્ત કરવા તત્પર થવું જોઇએ. તેમ નહિ થાય તો જેને માટે આપણા જ્ઞાતિજનો લાયક નથી દેખાયા તેવી દિશાઓમાં વૃથા પ્રયાસો થશે અને જે દિશાઓ માટે લાયક છે તે તરફ આત્મઘાતક દુર્લક્ષ રહેશે-જ્ઞાતિનું સંસ્કારી વાતાવરણ કમી થશે તે ખોટ તો જુદી જ.

## ધર્મ

ઇ. સ. ૧૯૦૦ સુધીમાં ધર્મ સંબન્ધમાં જે સ્થિતિ હતી તે વિષે સદ્ગત શ્રી ગોવર્ધનરામભાઇએ "માધવરામ સ્મારિકા"ની પ્રથમાવૃત્તિની પ્રસ્તાવનામાં લખ્યું છે. ઇ સ. ૧૯૦૦ થી ઇ. સ. ૧૯૨૫ ની આખર સુધીમાં કેટલાક ફેરફારો સાથે મ્હોટે ભાગે એ ને એ જ સ્થિતિ કાયમ રહી છે. કુટુંબોની ધાર્મિક માન્યતાઓની દૃષ્ટિથી ૧ કુટુમ્બ કબીરપંથનું, ૨ કુટુંબો વૈષ્ણવ સંપ્રદાયનાં, ૨ કુટુમ્બો સ્વામીનારાયણ સંપ્રદાયનાં અને બાકીનાં કુટુમ્બો શિવમાર્ગનાં છે. બાહ્ય આચારવિચારની દૃષ્ટિથી ઉપરનું વર્ગીકરણ કરાયલું હોવા છતાં એ વાત ખાસ નોંધવા લાયક છે કે નડિઆદમાં ધાર્મિક બાબતોમાં કોઈ જાતની ધર્માન્ધતા કે કોઈ પ્રકારનો દુરાગ્રહ જોવામાં આવતાં નથી એટલું જ નહિ, પરન્તુ એક પ્રકારની સ્તુત્ય વિશાલતા, ઉદારતા અને મતાન્તર-સહિષ્ણુતા જોવામાં આવે છે. જ્ઞાતિના ઇષ્ટ દેવ હાટકેશ્વર મહાદેવ ગણાતા હોવાથી તેમ જ ઇષ્ટ દેવી અમ્બા ગણાતાં હોવાથી વાસ્તવિક રીતે સમસ્ત જ્ઞાતિ શિવમાર્ગી તથા દેવીભક્ત ગણાવી જોઇએ, છતાં ધાર્મિક આચારવિચારની બાબતમાં કુલગત તેમ જ વ્યક્તિગત સ્વતંત્રતા પ્રચલિત છે. ઘણાંખરાં કુટુમ્બોમાં કુલાચારને અનુસરીને નવરાત્રમાં માતાની સ્થાપના કરવામાં આવે છે, અને છતાં કોઇ પણ કુટુમ્બ શાક્ત કહી શકાય એવા આચાર-વિચારવાળું નથી. પ્રસંગે નવચંડી, શતચંડી વગેરે કરવામાં આવે છે. શ્રૌતસ્માર્ત ઇતર દેવદેવીઓની ઉપાસના પણ સામાન્ય રીતે થાય છે. આટલું ઉપાસ્ય દેવતાઓ પરત્વે અને તે ધોરણ ઉપર રચાયેલા માર્ગો પરત્વે.

એકંદરે કુલાચારોનું બાહ્ય અનુપાલન થતું હોવા છતાં છેલ્લાં પચીસ વર્ષમાં પ્હેલાંની અપેક્ષાએ ધાર્મિક શ્રદ્ધા કમી થઈ લાગે છે. પ્હેલાં નારાયણદેવ, હાટકેશ્વર, અંબા માતા, સ્વામીનારાયણ વગેરેનાં દેવાલયોમાં નિત્ય દર્શન કરવા જનારની સંખ્યા ઘણી હતી તે હવે ઓછી થઈ ગઈ છે. વૈજનાથ વગેરે મહાદેવની નિત્ય પૂજા કરનારની સંખ્યા પણ ક્રમે ક્રમે ન્હાની થતી ગઈ છે. આવતાં થોડાં વર્ષોમાં આ જાતની રૂઢિઓ ઘસાઈ જશે, એવી ભીતિ રહે છે.

બીજી બે બાબતો નોંધવા જેવી છેઃ એક એ કે સદ્ગત શ્રી મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીના દૃષ્ટાન્તની પ્રેરણાથી કેટલાએક સુશિક્ષિત જ્ઞાતિજનો વેદાન્તદર્શનના ઉપાસકો થયા હતા, પરન્તુ તેમનાં અવસાન થતાં ગયાં તેમ તેમ તેમની સંખ્યા કમી થતી ગઈ. નવા સુશિક્ષિત પુરૂષોમાંથી વેદાન્તનો ખાસ અભ્યાસ કે પ્રેમ હોય એવા થોડાક જ છે. બીજી બાબત એ કે શ્રીમન્નૃસિંહાચાર્યજીએ સ્થાપેલા "શ્રેયઃસાધક અધિકારીવર્ગ"માં

આપણી જ્ઞાતિના કેટલાક ગૃહસ્થોએ દીક્ષા લીધી હતી, જો કે હવે એ વર્ગની પ્રવૃત્તિ મન્દ પડી ગઈ છે. અર્વાચીન સમયમાં સુશિક્ષિત મનુષ્યોમાં પ્રચલિત ગણાતી ધર્મસંસ્થાઓ જેવી કે બ્રાહ્મસમાજ, પ્રાર્થનાસમાજ, આર્યસમાજ, થીઑસૉફિકલ સોસાઇટી વગેરેના સભાસદ આપણી જ્ઞાતિમાંથી કોઇ થયા નથી.

એકંદરે ધાર્મિક આચારવિચારના સંબન્ધમાં વર્તમાન યુગમાં જે પરિવર્તન સર્વત્ર થયું છે અને થતું જાય છે ત્હેને અનુસરીને નિત્ય કર્મોની બાબતમાં તેમ જ નૈમિત્તિક કર્મોની બાબતમાં જ્ઞાતિજનોના મ્હોટા ભાગમાં શિથિલતા વધતી જતી જણાય છે અને શ્રદ્ધા કમી થતી જતી દેખાય છે. પુરૂષવર્ગના પ્રમાણમાં સ્ત્રીવર્ગની સ્થિતિ કાંઇક ઠીક છે, જો કે સ્ત્રીવર્ગમાં પણ પ્હેલાંના પ્રમાણમાં ધાર્મિકતા કમી થતી આવે છે. હજી યે પાઠપૂજા થાય છે અને વ્રતોત્સવાદિ ઉજવાય છે, પરન્તુ પ્હેલાંના કરતાં ઓછાં અને ઓછા ઉત્સાહથી.

ઇ. સ. ૧૯૦૦ માં ગોવર્ધનરામભાઇએ નીચે પ્રમાણે લખ્યું હતું: " નવા કાળને બળે ઈંગ્રેજી વિદ્યાનો પ્રચાર છે અને તે પ્રમાણે ધર્મવિષયમાં નવી વસ્તીના વિચાર બદલાયા છે ને બદલાશે. પણ આચારમાં અન્ય નાગરો જેટલી શિથિલતા આવી નથી; માત્ર નવા યુગનું વ્યાવર્તક બળ આચારમાં આવી ગયું છે અને વિચાર પ્રમાણે આચારના રંગ બદલાય છે ને બદલાશે. " ગોવર્ધનરામભાઇના એ શબ્દો ખરા પડ્યા છે, એમ છેલ્લી પચીશીની સ્થિતિ તપાસનારને એકંદરે લાગ્યા વિના નહિ રહે.

## સાહિત્યસેવા ( પરિશિષ્ટ નં. ૫ )

" જગતની કાદંબરીઓમાં સરસ્વતીચન્દ્રનું સ્થાન " એ વિષય વિષેના નિબન્ધમાં કવિ શ્રી ન્હાનાલાલે લખ્યું છે કે જર્મનીના " વેમાર " નામના ગામમાં ગૉઇટે, શીલર વગેરે જર્મનીના સાત પ્રતિષ્ઠિત લેખકો એકી વખતે થઈ ગયા તેમ નડિઆદ એ બીજું જ એવું ગામ છે કે જ્યાં એકી વખતે ઝવેરીલાલ, મનઃસુખરામ, ગોવર્ધનરામ, દોલતરામ, બાળાશંકર, મણિલાલ અને છગનલાલ, એ સાત નાગર સાક્ષરો થઇ ગયા. દુનિયાના ઇતિહાસમાં " વેમાર " અને " નડિઆદ " એ જ એવાં વિરલ ગામ છે. એ જ કારણને લીધે દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈ નડિઆદને "રત્નભૂમિ" કહેતા. કેટલાક નડિઆદને "સાક્ષરભૂમિ" પણ એ જ કારણથી કહે છે.

ઉક્ત સાત સાક્ષરોમાંથી આપણી વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિએ પાંચનો ફાળો આપ્યો છે, બાળાશંકર અને મણિલાલ સાઠોદરા નાગર હતા. આપણા જ્ઞાતિજનોમાંથી ઝવેરીલાલભાઇ ઇ. સ. ૧૯૦૦ પૂર્વે ગુજરી ગયા હતા. ત્હેમણે " અભિજ્ઞાન શાકુન્તલ "નું અને " મનુસ્મૃતિ "નું સંસ્કૃતમાંથી ગુજરાતીમાં ભાષાન્તર કર્યું હતું અને " ગૌરીશંકર ઉદયશંકર ઓઝાનું જીવનચરિત્ર " અંગ્રેજીમાં લખ્યું હતું. એ ઉપરાંત શેઠ રાણીનાની તથા નર્મદાશંકર કવિની સાથે સહકાર કરીને ત્હેમણે અંગ્રેજી ગુજરાતી શબ્દકોષ પ્રકટ કર્યો હતો. એમના અભ્યાસના અને એમની વિદ્વત્તાના પ્રમાણમાં એમણે પ્રત્યક્ષ સાહિત્યસેવા થોડી કરી છે. એમના મરણ પછી રા. રણછોડભાઇ વલ્લભભાઇ દેસાઈએ એમના લેખો અને ભાષણોનો સંગ્રહ અંગ્રેજીમાં પ્રકટ કર્યો હતો. ઇ. સ. ૧૯૦૦ માં મનઃસુખરામભાઈ, ગોવર્ધનરામભાઇ, દોલતરામભાઇ હયાત હતા, એટલું જ નહિ, પરન્તુ શિષ્ટ સાક્ષરો તરીકે પ્રતિષ્ઠા પામી ચૂકયા હતા. છગનલાલભાઇ પણ ઇ. સ. ૧૯૦૦ માં સંસ્કૃત કાદંબરીના ગુજરાતી અનુવાદને લીધે સાક્ષર તરીકે પ્રતિષ્ઠા પામી ચૂકયા હતા. ઇ. સ. ૧૯૦૦ પછી મનઃસુખરામભાઇની જૂની કૃતિઓની લગભગ નવી કૃતિઓ જેવી રૂપાન્તર પામેલી શોધિતવર્ધિત આવૃત્તિઓ બહાર પડી હતી એટલું જ નહિ, પરન્તુ " ભગવદ્ગીતા "નું પ્રત્યયાન્તર અને " રામાયણ "નું પ્રત્યયાન્તર એ બે ત્હેમણે સમાપ્ત કર્યાં. ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં " સંસ્કૃતમયી શૈલીના પિતા " તરીકે તેઓ મશહુર રહેશે. ગોવર્ધનરામભાઈનાં પુસ્તકોમાંથી " સરસ્વતીચન્દ્ર-ભાગ ૪, " " લીલાવતી-જીવનકલા, " " દયારામનો અક્ષરદેહ, " " સાક્ષરજીવન " વગેરે ઇ. સ. ૧૯૦૦ પછીથી પ્રકટ થયાં. દોલતરામભાઇના ગ્રન્થોમાંથી " સુમનગુચ્છ " અને " અમરસત્ર " ઇ સ. ૧૯૦૦ પછીથી બહાર પડ્યાં. તે ઉપરાંત ગોવર્ધનરામભાઇ ઇ. સ. ૧૯૦૫ માં પ્રથમ ગુજરાતી સાહિત્યપરિષદ્‌ના પ્રમુખ થયા હતા. છગનલાલભાઇએ પણ " કાદંબરી "ની નવી નવી આવૃત્તિઓ પ્રકટ કરવા ઉપરાંત અનેક પુસ્તકો ઇ.સ. ૧૯૦૦ પછી પ્રકટ કર્યાં છે. ટુંકામાં, ઈ. સ. ૧૯૦૦ થી ઇ. સ. ૧૯૨૫ સુધીના અરસાને ખાતે ઉક્ત શિષ્ટ સાક્ષરોની કેટલીક કૃતિઓ જમે થઈ શકે એમ છે, જો કે ઉક્ત સાક્ષરોની પ્રતિષ્ઠા તો તે અરસાની પૂર્વે જ જામી હતી. નડિઆદને તથા નાગરી નાતને સાહિત્યસેવાનું જે ગર્વપ્રદ માન અપાવ્યું છે

તે ઉક્ત સાક્ષરોએ જ. ત્હેમની પછી સાહિત્યસેવાના પ્રદેશમાં અનેક જ્ઞાતિબન્ધુઓએ પ્રવેશ કર્યો છે એ આનંદની વાત છે, પરન્તુ નથી તે પછીના જ્ઞાતિજનોની કૃતિઓ એવી ઉંચી ભૂમિકાની કે નથી તે એવી પ્રતિષ્ઠિત. જ્યાં મ્હોટા વૃક્ષરાજો હતા ત્યાં માત્ર ન્હાના રોપાઓ જ છે એમ લાગી જાય છે. ઉક્ત શિષ્ટ સાક્ષરો પછી અને હાલના લેખકો પ્હેલાં એક વ્યક્તિનું નામ મૂકવા જેવું છે અને તે નામ તે સદ્‌ગત શ્રી તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીનું છે. તેમની વિદ્વત્તા માત્ર ગાઢ અને વિશાલ હતી એટલું જ નહિ, પરન્તુ વિવિધ હતી. તેઓ સંસ્કૃત ભાષાના આરૂઢ વિદ્વાન હોવાથી તેમના પિતાશ્રી મનઃસુખરામભાઈ કરતાં યે વધારે કઠિન સંસ્કૃતમયી શૈલીમાં તેઓ લખતા. ત્હેમની વિદ્વત્તાના પ્રમાણમાં તેઓએ બહુ જ થોડું લખ્યું છે. "कुट्टनीमतम्" અને "नागरसर्वस्वम्" એ બે સંસ્કૃત ગ્રન્થો તેઓશ્રીએ સટીક સંપાદિત કર્યા છે, ગાયકવાડ સરકારની "ઓરિએન્ટલ સીરીઝ" માં "તર્કસંગ્રહ" (વેદાન્ત વિષયક) સંપાદિત કર્યો છે, અને તે ઉપરાંત છૂટક છૂટક લેખો પુષ્કળ લખેલા છે. તેઓ જતાં માત્ર નડિઆદે જ નહિ, માત્ર નાગર જ્ઞાતિએ જ નહિ, પરન્તુ સમસ્ત ગુજરાતે "સજીવ જ્ઞાનચક્ર" સમા મહાપંડિત ગુમાવ્યા છે.

ત્હેમના પછી ઈ. સ. ૧૯૦૦ થી ઈ. સ. ૧૯૨૫ ના અરસામાં લેખકો તરીકે બ્હાર આવેલા અનેક જ્ઞાતિબન્ધુઓ છે. વયના ક્રમ પ્રમાણે ગોઠવતાં નીચેના જ્ઞાતિબન્ધુઓએ એક અથવા વધારે ગ્રન્થો રચ્યા છે : શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક, સદ્‌ગત શ્રી બહેચરલાલ નટવરજી ત્રિવેદી, અંબાલાલ બુલાખીરામ જાની, ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, કાન્તિલાલ છગનલાલ પંડ્યા, મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક, ધનશંકર હીરાશંકર ત્રિપાઠી અને રતિપતિરામ ઉધરામ પંડ્યા. સ્ત્રી–ગ્રન્થકાર તરીકે સદ્‌ગત શ્રી સૌ. વસન્તબા ચન્દ્રશંકર પંડ્યા તથા ગં. વિમળાગૌરીનાં નામ ગણાવી શકાય એમ છે. ગ્રન્થકર્તાઓના ગ્રન્થોમાં સ્વતંત્ર ગ્રન્થો છે તેમ જ અનુવાદગ્રન્થો પણ છે. એમાંથી મોટા ભાગની સાહિત્યપ્રવૃતિ હજી ચાલુ છે અને તેથી આશા રહે છે કે હજી સંખ્યામાં વધારે અને જાતમાં ઉંચા ગ્રન્થોનો ઉમેરો નડિઆદની નાગરી નાતની સેવા ખાતે થશે. ઉક્ત લેખકોમાંનો મ્હોટો ભાગ માસિકોમાં તેમ જ વર્તમાનપત્રોમાં પણ છૂટક છૂટક લખે છે અને ત્હેમના ઉપરાંત તેવી રીતે લખનાર તરીકે નીચેનાં નામોનો નિર્દેશ કરવા જેવો છે : નયનસુખલાલ હરિલાલ પંડ્યા, રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, ભાનુશંકર હરિશંકર યાજ્ઞિક, ઇન્દ્રશંકર જટાશંકર પંડ્યા, સવાઈલાલ ચુનીલાલ યાજ્ઞિક, કનુભાઈ અચાભાઈ દેસાઈ, રંજિતલાલ હરિલાલ પંડ્યા, સંમુખભાઈ ઝવેરભાઈ પંડ્યા, મંજુલાલ ઈશ્વરલાલ યાજ્ઞિક, રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક અને પ્રધુમ્નશંકર આણંદજી પંડ્યા. સ્ત્રી–લેખકોમાં સદ્‌ગત શ્રી સૌ. મદનિકા ચન્દ્રશંકર પંચોળી વાર્તાઓ લખતાં, સૌ. અમીરબા રવિશંકર આચાર્ય અને ગં. સરલા શાન્તિલાલ યાજ્ઞિકના લેખો પણ ક્વચિત્ પ્રકટ થયા છે. બીજી એક નોંધવા યોગ્ય બાબત એ છે કે રા. અંબાલાલ બુલાખીરામ જાનીએ અને રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યાએ લગભગ દસ વર્ષ સુધી "સમાલોચક" માસિકનું તંત્રીપદ નભાવ્યું હતું અને હાલમાં તે પત્રના તંત્રી તરીકે રા. રમણીયરામ ત્રિપાઠી કામ કરે છે. ૧૮ વર્ષથી રા. અંબાલાલ બુલાખીરામ જાની "ગુજરાતી" સાપ્તાહિકના ઉપતંત્રી છે, રા. નયનસુખલાલ હરિલાલ પંડ્યા LawJournal"ના તંત્રી છે, અને રા ધનશંકર હીરાશંકર ત્રિપાઠી "ગુજરાતી પંચ"ના ઉપતંત્રી છે. આ રીતે નડિઆદના નાગરબ્રાહ્મણો વિવિધ દિશાઓમાં સાહિત્યસેવા કરી રહ્યા છે. આ ઉપરાંત રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા "શ્રી નડિઆદ સાહિત્ય સભા"ના પ્રમુખ છે. ડૉ કાન્તિલાલ છગનલાલ પંડ્યાને ભાવનગર સાહિત્યપરિષદ્ પ્રસંગે વિજ્ઞાનવિભાગના પ્રમુખપદનું માન સમસ્ત ગુજરાત તરફથી આપવામાં આવ્યું હતું અને ગુજરાતમાં તથા ગુજરાતી ભાષા દ્વારા ત્હેમણે વિજ્ઞાનની જે સંગીન સેવાઓ કરી છે ત્હેની કદર થઈ હતી. તે પરિષદ્‌ના પ્રો. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક મંત્રી હતા અને પરિષદ્‌ને સફળ કરવાસાં ત્હેમનો ફાળો જેવો તેવો ન હતો. મુંબાઇમાં ભરાનાર સાહિત્ય પરિષદ્‌ના રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા મંત્રી નીમાયા છે. સંક્ષેપમાં, નડિઆદની નાગરી નાતમાં સાહિત્યસેવકો હજી યે અનેક છે અને સાહિત્યપ્રેમીઓ તો એથી યે વધારે છે.

## સાર્વજનિક સેવા ( પરિશિષ્ટ નં. ૬ )

નાગરી નાત ઉપર બીજી નાતોના માણસો એવો આક્ષેપ મૂકે છે કે એ નાત બુદ્ધિશાલી અને સંસ્કારી છે ખરી, પરન્તુ સ્વાર્થી અને આત્મનિષ્ઠ છે. આવા વ્યાપક આક્ષેપોમાં સાધારણ રીતે સત્યાંશની જેમ અત્યુક્તિ હોય છે તેમ આમાં પણ હશે પરન્તુ આ કાંઈ એ આક્ષેપની તપાસનું સ્થાન નથી. એટલું બસ છે કે નડિઆદના વડનગરા નાગરબ્રાહ્મણોએ પોતપોતાની દૃષ્ટિ અને શક્તિ પ્રમાણે જુદા જુદા સ્વરૂપમાં અને જુદા જુદા પ્રમાણમાં સાર્વજનિક સેવા બજાવી છે. ઝીણી વિગતોમાં ન ઉતરીએ તો આગળના માણસોની સાર્વજનિક સેવાએ સામાજિક કરતાં ધાર્મિક સ્વરૂપ વધારે લીધું છે, તે પછીના વડના માણસોની સેવાએ ધાર્મિક અને સામાજિક બન્ને સ્વરૂપો લીધાં છે અને હાલના વડના જ્ઞાતિજનોની સાર્વજનિક સેવા મુખ્યાંશે સામાજિક અને રાજકીય સ્વરૂપ લે છે, એમ સાર કાઢી શકાય. પરિશિષ્ટ નં. ૬ જોતાં એ વાત સમજી શકાશે અને સ્વીકારાશે. પ્હેલાંના માણસોએ બંધાવેલાં ૧૭ દેવાલયો પરિશિષ્ટમાં દેખાશે, ત્હેમાંથી માત્ર શ્રીનાથજીનું મન્દિર અર્વાચીન છે. દેવાલય, ત્હેને અંગે બને તો ધર્મશાળા અને તેથી ય વધારે અનુકૂલતા હોય તો વાડીઃ એ સ્થાયી સ્વરૂપ મુખ્યાંશે પ્હેલાંના જ્ઞાતિજનોની સાર્વજનિક સેવા લેતી. તે પછીના વડની સાર્વજનિક સેવા વિશાલ અને વિવિધ હતી. મનઃસુખરામભાઇએ બંધાવેલું ઉમેદકુમારી મન્દિર અને ત્હેમાંની ડાહીલક્ષ્મી પુસ્તકશાળા એ આ વડની સ્થાયી સાર્વજનિક સેવામાં વધારેમાં વધારે ધ્યાન ખેંચે છે. તે ઉપરાંત કિરપારામ હૉલ, જમિયતરામની સંસ્કૃત પાઠશાલા, શ્રીવલ્લભ-સદાવ્રત, ધર્માદા દવાખાનું, લલિતા-વનિતાશ્રમ અને ધર્મપુરી પણ નોંધવા જેવાં છે અને નડિઆદના વડનગરા નાગર-બ્રાહ્મણોની સાર્વજનિક સેવાનાં સ્થાયી સ્મારકચિહ્નો છે. આ ઉપરાંત નડિઆદના વડનગરા નાગર બ્રાહ્મણોની સાર્વજનિક સેવાએ બીજું એક કાલોચિત ઉપયોગી સ્વરૂપ લીધું છે અને તે છાત્રવૃત્તિઓ છે. સ્કૂલોમાં તથા કૉલેજોમાં ભણતાં યુવક-યુવતીઓ માટે છાત્ર-વૃત્તિઓ ( સ્કૉલરશિપો ) તથા ઇનામોની એકંદરે ઠીક યોજના થઇ છે, જો કે એ દિશામાં હજી ઘણું વધારે થઈ શકે તેમ છે, ખાસ કરીને ઉંચામાં ઉંચી ડીગ્રીઓ સંપાદન કરવા માટેની અનુકૂલતાની બાબતમાં. આ દિશામાં ત્રણ બાબતો ખાસ નોંધવા જેવી છેઃ (૧) જેઓને જરૂર હોય તેવા વિદ્યાર્થીઓને જાહેર મદદ ઉપરાંત ખાનગી મદદ મળે છે અને જ્ઞાતિના સદ્ભાગ્યે તેવી મદદ કરવાની ઉદાર વૃત્તિવાળા ધનિક ગૃહસ્થો જ્ઞાતિમાં હજી યે છે (૨) બીજી બાબત એ કે "શ્રી નડિઆદ વડનગરા નાગર બ્રાહ્મણ સમાજ"ના કેટલાક કમાતા સભાસદોએ પોતાની કમાણીનો અમુક ભાગ દર વર્ષે આપવાનું કબૂલ કરી "કેળવણી ફંડ" સ્થાપ્યું હતું, તે ૮ વર્ષ ચાલ્યું, અને ત્હેમાંથી ત્રણેક ભાઇઓને ઠીક મદદ કરાઇ હતી. સમાજની પ્રેરણાથી જે અનેક દેશીય પ્રત્યક્ષ અને પરોક્ષ જ્ઞાતિસેવા થઈ છે ત્હેમાં આ એક મુખ્ય છે. (૩) ત્રીજી બાબત એ કે શ્રી નડિઆદ વડનગરા નાગર બ્રાહ્મણ સમાજ દ્વારા અનેક ન્હાનાંમ્હોટાં વાર્ષિક ઇનામો વર્ષો થયાં અપાતાં આવે છે, કેટલાક ગૃહસ્થોએ તે સંસ્થાને પોતાનાં નાણાં ટ્રસ્ટરૂપે સોંપ્યાં છે, અને સંક્ષેપમાં જ્ઞાતિહિતની અનેક સાંસ્કારિક પ્રવૃત્તિઓ ઇ. સ. ૧૮૯૫ થી થતી આવી છે, તેમ જ જ્ઞાતિમાં એક પ્રકારનું ઉંચું વાતાવરણ ઉત્પન્ન થયું છે.

ઈ. સ. ૧૯૦૦ પ્હેલાં અર્વાચીન કાલમાં શિષ્ટ મનાતી સાર્વજનિક જીવનની દૃષ્ટિ મુજબ ત્હેમનો સ્વીકાર કરનાર વિજયવંત અને કીર્તિમાન્ મહાજન તરીકે ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકનું મુબારક અને મશહુર નામ આપણી જ્ઞાતિના ઇતિહાસને શોભાવે છે. તેઓનો કાર્યપ્રદેશ જેટલો ઉંચો અને વિશાલ હતો તેવી જ તેમની સિદ્ધિ ઉજ્જવલ હતી. વિગતોમાં ઉતર્યા વિના બે બાબતો કહી શકાયઃ એક એ કે એમના સમયમાં મુંબાઈ ઇલાકાના જેઓ અગ્રેસરો તરીકે ભારતવર્ષમાં ગણાતા હતા ત્હેમાંના એક ઝવેરીલાલભાઈ હતા અને તેઓ જેટલા લોકમાન્ય હતા તેટલા જ રાજમાન્ય પણ હતા. બીજી બાબત એ કે તેમના ગયા પછી ત્હેમનું સ્થાન ખાલી જ છે અને ત્હેમના જેવી બીજી વ્યક્તિ હજી સાર્વજનિકસેવાના ઉંચા પ્રદેશને દીપાવતી નથી

તેમના પછીના વડમાં દોલતરામ કૃપારામ પંડ્યાએ તથા મોતીભાઈ રૂઘનાથજી પંડ્યાએ નડિઆદની મ્યુનિસિપાલિટીમાં અગ્રેસર ભાગ લીધો હતો અને નડિઆદની નાગરી નાતની પ્રતિષ્ઠાને અનુરૂપ નગરસેવાના કાર્યમાં ફાળો આપ્યો હતો ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીએ સાર્વજનિક જીવનને પોતાનું મુખ્ય કાર્ય ન માનેલું હોવા છતાં પ્રસંગ આવ્યે ત્હેમાં યથાશક્તિ ભાગ લેવા તેઓ ચુકતા નહિ.

તે પછીના વડમાં ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, કાન્તિલાલ છગનલાલ પંડ્યા, રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી અને છેવટના ભાગમાં નયનસુખલાલ હરિલાલ પંડ્યાનાં નામો ઉપર નજર ઠરે છે. ચન્દ્રશંકરની સાર્વજનિક સેવા ત્હેમની સાહિત્યસેવાની માફક અનેકદેશીય છે, પરન્તુ ત્હેમની સાર્વજનિક પ્રતિષ્ઠાનો મધ્યાહ્ન હોમરૂલલીગ વખતે હતો. પછી લાંબા મંદવાડને લીધે તેઓ સક્રિય ભાગ લઈ શકયા ન હતા. અસહકારના સમયમાં ભાઈ રમણીયરામે આગળ પડતો ભાગ લીધો હતો. હાલમાં ભાઈ નયનસુખલાલે સાર્વજનિક જીવનમાં પ્રવેશ કર્યો છે અને ખાસ કરીને "બાલવીર-પ્રવૃત્તિ"માં તેઓ મુખ્ય ભાગ લે છે. કાન્તિલાલ મ્હોટે ભાગે આગ્રે રહેતા હોવાથી ત્યાંની સાર્વજનિક પ્રવૃત્તિઓમાં અગ્રેસર ભાગ લે છે. સંક્ષેપમાં, સાર્વજનિક જીવનની દિશામાં યથાશક્તિ ભાગ લેનારી વ્યક્તિઓ જ્ઞાતિને શોભાવે છે, પરન્તુ ઝવેરીલાલભાઈની ભૂમિકાની કોઈ વ્યક્તિ હાલ દૃષ્ટિગોચર થતી નથી.

## ઉપસંહાર.

છેલ્લી પચ્ચીશી( ઈ. સ. ૧૯૦૧ થી ઈ. સ. ૧૯૨૫ )ના સિંહાવલોકનરૂપ આ ઉપોદ્ઘાત સમાપ્ત કરતાં ઉપસંહારરૂપે ત્રણ બાબતો કહેવાની છેઃ (૧) એકંદરે, ઝવેરીલાલભાઈ, મનઃસુખરામભાઈ, ગોવર્ધનરામભાઈ દોલતરામભાઈ, તનસુખરામભાઈ વગેરે જેવી પ્રભાવશાલી વ્યક્તિઓ જતાં નાત ઝાંખી લાગે છે અને ત્હેમનાં સ્થાનો હજી ખાલી છે, પરન્તુ એટલું યાદ રાખવું જોઈએ કે चन्दनं न वने वने । એવા મહાજનો કાંઈ યુગે યુગે થાય નહિ તેમ જ હાલ જે ભાઈઓ સાહિત્યસેવા તથા સાર્વજનિક સેવા કરી રહ્યા છે તેઓ પણ ઉંચી ભૂમિકાની વ્યક્તિઓ છે. (૨) સ્ત્રીઓની તંદુરસ્તીની બાબતમાં નાત જરૂર આગળ નથી વધી એટલું જ નહિ, પણ પાછળ ગઈ છે. (૩) એકંદરે, ઉપરની બે બાબતો બાદ કરતાં, નાત આગળ નહિ વધી હોય તો પાછળ તો ગઈ નથી જણાતી. પ્રભુ જ્ઞાતિને અર્વાચીન કાલમાં પણ અગ્રેસર રહેવાની યોગ્યતા આપે એ પ્રાર્થના.

ચાઈનાબાગ, ગિરગામ,
મુંબાઈ, માર્ચ, ઇ. સ. ૧૯૨૬.

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા



## પરિશિષ્ટ નંબર ૧

### શ્રી નડીયાદ સ્થાનિક વડનગરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિનું તુલનાત્મક વસ્તીપત્રક-તુલના ઈ. સ. ૧૯૦૦ તથા ૧૯૨૫ મધ્યનાં પચીસ વર્ષની

| વય. | પુરુષો. | | | સ્ત્રીઓ. | | | સ્ત્રી પુરુષોની સમસ્ત સંખ્યા. | | | ઉલ્લેખ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ઈ. સ. ૧૯૦૦. | ઈ. સ. ૧૯૨૫. | ન્યૂનાધિકતા. | ઈ. સ. ૧૯૦૦. | ઈ. સ. ૧૯૨૫. | ન્યૂનાધિકતા. | ઈ. સ. ૧૯૦૦. | ઈ. સ. ૧૯૨૫. | ન્યૂનાધિકતા | |
| ૧ માસથી ૧૧ માસ સુધી (ઉભયસમેત) | ૦ | ૨ | + ૨ | ૧ | ૭ | + ૬ | ૧ | ૯ | + ૮ | |
| ૧ વર્ષથી ૫ વર્ષ સુધી ( ,, ) | ૧૪ | ૧૭ | + ૩ | ૧૪ | ૯ | – ૫ | ૨૮ | ૨૬ | – ૨ | |
| ૬ ,, ૧૦ ,, ,, | ૧૭ | ૧૩ | – ૪ | ૧૦ | ૧૬ | + ૬ | ૨૭ | ૨૯ | + ૨ | |
| ૧૧ ,, ૨૦ ,, ,, | ૨૦ | ૨૨ | + ૨ | ૨૪ | ૨૨ | – ૨ | ૪૪ | ૪૪ | ૦ | |
| ૨૧ ,, ૩૦ ,, ,, | ૧૫ | ૨૪ | + ૯ | ૧૪ | ૨૮ | +૧૪ | ૨૯ | ૫૨ | +૨૩ | |
| ૩૧ ,, ૪૦ ,, ,, | ૧૬ | ૨૭ | +૧૧ | ૧૧ | ૧૩ | + ૨ | ૨૭ | ૪૦ | +૧૩ | |
| ૪૧ ,, ૫૦ ,, ,, | ૨૦ | ૧૦ | –૧૦ | ૧૮ | ૧૦ | – ૮ | ૩૮ | ૨૦ | –૧૮ | |
| ૫૧ ,, ૬૦ ,, ,, | ૯ | ૫ | – ૪ | ૯ | ૭ | – ૨ | ૧૮ | ૧૨ | – ૬ | |
| ૬૧ ,, ૭૦ ,, ,, | ૩ | ૪ | + ૧ | ૬ | ૭ | + ૧ | ૯ | ૧૧ | + ૨ | |
| ૭૧ ,, ૮૦ ,, ,, | ૦ | ૧ | + ૧ | ૧ | ૦ | – ૧ | ૧ | ૧ | ૦ | |
| ૮૧ ,, ૯૦ ,, ,, | ૦ | ૧ | + ૧ | ૦ | ૧ | + ૧ | ૦ | ૨ | + ૨ | |
| કુલ સરવાળો | ૧૧૪ | ૧૨૬ | +૧૨ | ૧૦૮ | ૧૨૦ | +૧૨ | ૨૨૨ | ૨૪૬ | +૨૪ | |

**સૂચના**—ઈ. સ. ૧૯૦૦ માં વસ્તીપત્રકની સૂચોમાં જે વય-વર્ષ લખાયાં હતાં તે આશ્રયે લખાયેલાં હતાં. તેમાં ચોક્કસ માહિતીને અભાવે તેમ જ કેટલેક સ્થળે મુદ્રણદોષથી, અચોક્કસતા વિશેષ આવેલી હતી. બીજે પક્ષે ઈ. સ ૧૯૨૫ માં જે વય-વર્ષ લીધાં છે, તે, બને ત્યાં સુધી, તે તે વ્યકિત, અગર, તે તે કુટુંબના મુખ્ય પુરુષ કે મુખ્ય સ્ત્રીને પ્રત્યક્ષ પૂછીને નોંધેલાં છે, તેટલા પૂરતું તે પ્રમાણ વધારે ચોક્કસ છે. આ તુલનાત્મક કોષ્ટક રચતી વખતે ઈ. સ. ૧૯૦૦ ના આંકડા "માવધરામ સ્મારિકા"ની પ્રથમાવૃત્તિમાં જેવા છે તેવા ઉપરથી જ તારવવામાં આવેલ છે. બીજું, વય-વર્ષ નોંધવાની ગણત્રીનો દિન ૨૮ મે ૧૯૨૫ નો રાખી તે દિને અગર તે દિન સુધીમાં "પૂરાં થયેલાં વર્ષ"ની સંખ્યા નોંધાયેલી છે. ત્રીજું, આ કોષ્ટક નડીયાદનાં સ્થાનિક સ્ત્રી-પુરુષોનું છે; તેથી તેમાં નડીયાદથી બહારગામ દેવાયેલી પરિણીત સુવાસિનીઓનો સમાવેશ નથી; તેમ જ બીજે પક્ષે બહારગામથી નડીયાદ આવેલી પરિણીત સુવાસિનીઓનો સમાવેશ કરવામાં આવેલો છે. તેવી જ રીતે જે નડીયાદી કન્યાઓનું માત્ર વાગ્દાન બહારગામ પ્રકટ રીતે કરાયેલું, પણ લગ્ન નહિ થયેલું, તેવી કન્યાઓને નડીયાદી ગણી સ્થાનિક કોષ્ટકમાં સમાવેલી છે; ને બહારગામથી તેવી જ રીતની કન્યાઓનાં, નડીયાદી યુવકો સાથે વાગ્દાન પ્રકટ થયેલાં હોય, પરંતુ લગ્ન થયેલાં ન હોય, તેવી કન્યાઓને પરગામી ગણી તેમનો સમાવેશ સ્થાનિક કોષ્ટકમાં 'નડીયાદી' તરીકે કરેલો નથી. ધાર્મિક વિધિપુરઃસર દત્તક દેવાયેલા રા. સાકરલાલભાઈ ને તેમનું કુટુંબ તેમ જ છોકરાંને પરગામી ગણેલાં છે. તેવી જ રીતે રા. મગનલાલ લક્ષ્મીશંકર વ્હોરા, ઈ. સ. ૧૯૦૦ માં જૂનાગઢ રહેતા હોવાથી, તે સાલમાં તેમનો સમાવેશ નડીયાદમાં નથી કર્યો; ને પછી નડીયાદ આવી વસ્યા એટલે ઇ. સ. ૧૯૨૫ માં તેમનો સમાવેશ સહકુટુંબ કરેલો છે. વળી કેટલીક કન્યાઓ બહારગામ પરણેલી તેમનો સમાવેશ ૧૯૦૦ માં પરગામી તરીકે નહિ થયેલો, તેમનો સંસાર દૈવવશાત બગડવાથી, તેઓએ પાછો નડીયાદમાં વાસ સ્વીકાર્યો, તેવી સ્ત્રીઓનો સમાવેશ ઇ. સ. ૧૯૨૫ માં "નડીયાદી" તરીકે કરેલ છે.

# પરિશિષ્ટ નં. ૨
## વિવાહ-લગ્નાદિ આબાલવૃદ્ધ પુરૂષો

| | કુંવારા. | | | વિવાહિત. (જેમનો સંબંધ પ્રકટ થયેલો) | | | પરિણીત. (જેમની પત્નીઓ વિદ્યમાન હોય) | | | વિધુર. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ઈ. સ. ૧૯૦૦ | ઈ. સ. ૧૯૨૫. | વૃદ્ધિ-હાનિ. | ઈ. સ. ૧૯૦૦. | ઈ. સ. ૧૯૨૫. | વૃદ્ધિ-હાનિ. | ઈ. સ. ૧૯૦૦. | ઈ. સ. ૧૯૨૫ | વૃદ્ધિ-હાનિ. | ઈ. સ. ૧૯૦૦. | ઈ. સ. ૧૯૨૫. | વૃદ્ધિ હાનિ |
| ૧ માસથી ૧૧ માસ સુધી | ૦ | ૨ | + ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧ વર્ષથી ૫ વર્ષ ,, | ૧૪ | ૧૭ | + ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૬ ,, ૧૦ ,, ,, | ૧૫ | ૧૩ | − ૨ | ૨ | ૦ | − ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૧ ,, ૨૦ ,, ,, | ૫ | ૧૪ | + ૯ | ૫ | ૬ | + ૧ | ૧૦ | ૨ | − ૮ | ૦ | ૦ | ૦ |
| ૨૧ ,, ૩૦ ,, ,, | ૩ | ૩ | ૦ | ૦ | ૨ | + ૨ | ૧૨ | ૧૯ | + ૭ | ૦ | ૦ | ૦ |
| ૩૧ ,, ૪૦ ,, ,, | ૨ | ૩ | + ૧ | ૦ | ૦ | ૦ | ૧૩ | ૨૨ | + ૯ | ૧ | ૨ | + ૧ |
| ૪૧ ,, ૫૦ ,, ,, | ૩ | ૦ | − ૩ | ૦ | ૦ | ૦ | ૧૪ | ૪ | −૧૦ | ૩ | ૬ | + ૩ |
| ૫૧ ,, ૬૦ ,, ,, | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૬ | ૦ | − ૬ | ૨ | ૪ | + ૨ |
| ૬૧ ,, ૭૦ ,, ,, | ૦ | ૧ | + ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૩ | + ૨ | ૨ | ૦ | − ૨ |
| ૭૧ ,, ૮૦ ,, ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | + ૧ | ૦ | ૦ | ૦ |
| ૮૧ ,, ૯૦ ,, ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | + ૧ |
| કુલ સરવાળો | ૪૩ | ૫૪ | +૧૧ | ૭ | ૮ | + ૧ | ૫૬ | ૫૧ | − ૫ | ૮ | ૧૩ | + ૫ |

# આબાલવૃદ્ધ સ્ત્રીઓ

| | કુમારિકાઓ | | | વિવાહિતા. (જેમનો સંબંધ પ્રકટ થયેલો) | | | પરિણીતા. (સુવાસિનીઓ) | | | વિધવા. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ઈ. સ. ૧૯૦૦. | ઈ. સ. ૧૯૨૫. | વૃદ્ધિ-હાનિ. | ઈ. સ. ૧૯૦૦. | ઈ. સ. ૧૯૨૫. | વૃદ્ધિ-હાનિ. | ઈ. સ. ૧૯૦૦. | ઈ. સ. ૧૯૨૫. | વૃદ્ધિ-હાનિ. | ઈ. સ. ૧૯૦૦. | ઈ. સ. ૧૯૨૫. | વૃદ્ધિ હાનિ |
| ૧ માસથી ૧૧ માસ સુધી | ૧ | ૭ | + ૬ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧ વર્ષથી ૫ વર્ષ સુધી | ૧૪ | ૯ | - ૫ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૬ ,, ૧૦ ,, ,, | ૬ | ૧૩ | + ૭ | ૪ | ૩ | - ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૧ ,, ૨૦ ,, ,, | ૦ | ૪ | + ૪ | ૨ | ૩ | + ૧ | ૨૨ | ૧૫ | - ૭ | ૦ | ૦ | ૦ |
| ૨૧ ,, ૩૦ ,, ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૩ | ૨૬ | +૧૩ | ૧ | ૨ | + ૧ |
| ૩૧ ,, ૪૦ ,, ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૯ | ૭ | - ૨ | ૨ | ૬ | + ૪ |
| ૪૧ ,, ૫૦ ,, ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૦ | ૧ | - ૯ | ૮ | ૯ | + ૧ |
| ૫૧ ,, ૬૦ ,, ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૨ | ૦ | ૭ | ૫ | - ૨ |
| ૬૧ ,, ૭૦ ,, ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | + ૧ | ૬ | ૬ | ૦ |
| ૭૧ ,, ૮૦ ,, ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | - ૧ |
| ૮૧ ,, ૯૦ ,, ,, | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | + ૧ |
| કુલ સરવાળો | ૨૧ | ૩૩ | + ૧૨ | ૬ | ૬ | ૦ | ૫૬ | ૫૨ | - ૪ | ૨૫ | ૨૯ | + ૪ |

# પરિશિષ્ટ નં. ૩

## કેળવણી

### ઇ. સ. ૧૯૦૦ સુધીમાં ગ્રેજ્યુએટ થયેલાઓની યાદી

૧ કૃષ્ણશંકર હીરાશંકર પંડ્યા, બી. એ.
૨ તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠી, બી. એ.
૩ છગનલાલ હરિલાલ પંડ્યા, બી. એ.
૪ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, બી. એ. એલએલ. બી.
૫ મગનલાલ લક્ષ્મીશંકર વ્હોરા, બી. એ. એલએલ. બી.
૬ માધવલાલ ઝવેરીલાલ યાજ્ઞિક, બી. એ. એલએલ. બી.

### ઇ. સ. ૧૯૦૦ થી ૧૯૨૫ સુધીમાં ગ્રેજ્યુએટ થયેલાઓની યાદી

૭ પ્રદ્યુમ્નશંકર કૃષ્ણશંકર પંડ્યા, બી. એ.
૮ ભાનુશંકર હરિશંકર યાજ્ઞિક, બી. એ.
૯ મંજુલાલ ઇશ્વરલાલ યાજ્ઞિક, બી. એ.
૧૦ નયનસુખલાલ હરિલાલ પંડ્યા, એમ. એ., એલએલ. બી.
૧૧ રંજિતલાલ હરિલાલ પંડ્યા, બી.એ., એલએલ.બી.
૧૨ પ્રદ્યુમ્નજી આણંદજી પંડ્યા, બી. એ.
૧૩ ચન્દ્રપ્રસાદ મોતીભાઈ પંડ્યા, બી. એ., એલએલ. બી.
૧૪ દિવ્યપ્રસાદ મોતીભાઈ પંડ્યા, બી. એ.
૧૫ લક્ષ્મણરાવ ભાસ્કરરાવ પંડ્યા, બી. એ., બી.ઈ.
૧૬ સન્મુખભાઈ ઝવેરભાઈ પંડ્યા, બી. એ.
૧૭ પરમસુખલાલ ઝવેરભાઈ પંડ્યા, બી. એ.
૧૮ પોપટલાલ ઝવેરીશંકર યાજ્ઞિક, બી. એ.
૧૯ બ્હેચરલાલ નટવરજી ત્રિવેદી, બી. એ., એલએલ. બી.
૨૦ ધર્મસુખરામ તનસુખરામ ત્રિપાઠી, બી. એ.
૨૧ જયંતિલાલ દેવશંકર યાજ્ઞિક, બી.એ, એલએલ.બી.
૨૨ માર્કંડલાલ દેવશંકર યાજ્ઞિક બી. એ.
૨૩ કાન્તિલાલ છગનલાલ પંડ્યા, એમ. એ., પી. એચ. ડી.
૨૪ શાન્તિલાલ ચુનીલાલ યાજ્ઞિક, બી. એ., બી. ટી.
૨૫ અતિસુખલાલ ચુનીલાલ યાજ્ઞિક, બી. એ.
૨૬ મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક, બી. એ.
૨૭ ભૂપતિશંકર માણેકલાલ યાજ્ઞિક, બી. એ.
૨૮ અંબાલાલ ગુલાબીરામ જાની, બી. એ.
૨૯ રતિપતિરામ ઉદ્યમરામ પંડ્યા, બી. એ., એલએલ. બી.
૩૦ ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, બી. એ.
૩૧ રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક, એમ. એ.
૩૨ વિનોદિની ચન્દ્રશંકર પંડ્યા, ( પ. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક ) બી. એ.
૩૩ ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલએલ. બી.
૩૪ ઇન્દ્રશંકર જટાશંકર પંડ્યા, બી.એ., એલએલ.બી.
૩૫ ગજેન્દ્રશંકર જટાશંકર પંડ્યા, એમ. એ.
૩૬ વીરેન્દ્રશંકર જટાશંકર પંડ્યા, બી. એ.

---

# પરિશિષ્ટ નં. ૪

## આર્થિક સ્થિતિ

### ( ૧ ) જમીન, વગેરેની ધીરધાર, આવક બેઠીથી રહેનારા

૧ મૂળશંકર કાશીશંકર પંડ્યા.
૨ પ્રદ્યુમ્નશંકર કૃષ્ણશંકર પંડ્યા.
૩ મુકુંદરાય હરસુખરામ પંડ્યા.
૪ રસિકલાલ ઝવેરીશંકર યાજ્ઞિક.
૫ રમણિકલાલ ઝવેરીશંકર યાજ્ઞિક.
૬ જટાશંકર મણિશંકર પંડ્યા.

### ( ૨ ) સ્વતંત્ર ધંધો કરનારા

#### વકીલાત

૧ નયનસુખલાલ હરિલાલ પંડ્યા. સોલિસિટર.
૨ રંજિતલાલ હરિલાલ પંડ્યા, બાર-ઍટ-લૉ.
૩ ચન્દ્રપ્રસાદ મોતીભાઈ પંડ્યા.
૪ જયંતિલાલ દેવશંકર યાજ્ઞિક.
૫ ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.
૬ ઇન્દ્રશંકર જટાશંકર પંડ્યા.

#### વૈદ્યક

૧ આણંદલાલ વિશ્વેશ્વર યાજ્ઞિક.
૨ નારણભાઈ બળવંતરામ દવે.

#### વેપાર

૧ ઝવેરભાઈ મણિભાઈ પંડ્યા.
૨ ગમનલાલ મગનલાલ પંડ્યા.
૩ કનુભાઈ અચાભાઈ દેસાઈ.
૪ નરહરિરામ માધવરામ ત્રિપાઠી.
૫ રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી.

## ( ૩ ) નોકરી કરનારા

### પેન્શનર

૧ ઇશ્વિરલાલ ઉમિયારામ યાજ્ઞિક,
૨ છગનલાલ હરિલાલ પંડ્યા,
૩ મગનલાલ લક્ષ્મીશંકર વ્હોરા.

### શિક્ષક

૧ દિવ્યપ્રસાદ મોતીભાઈ પંડ્યા.
૨ નિર્મળશંકર ઉમિયાશંકર પંડ્યા.
૩ પોપટલાલ ઝવેરીશંકર યાજ્ઞિક.
૪ કાન્તિલાલ છગનલાલ પંડ્યા.
૫ મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક.
૬ રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક.
૭ ગજેન્દ્રશંકર જટાશંકર પંડ્યા.
૮ વીરેન્દ્રશંકર જટાશંકર પંડ્યા.

### બ્રિટિશ રાજ્યની નોકરી

૧ ભાનુશંકર હરિશંકર યાજ્ઞિક.
૨ રણછોડજી આણંદજી પંડ્યા.
૩ પોપટલાલ ઝવેરીશંકર યાજ્ઞિક.
૪ પ્રાણલાલ બુલાખીરામ જાની.
૫ સુંદરરામ દોલતરામ દવે.

### દેશી રાજ્યની નોકરી

૧ ધર્મસુખરામ તનસુખરામ,
૨ મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક.
૩ રતિપતિરામ ઉધમરામ પંડ્યા.
૪ રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક.
૫ વીરેન્દ્રશંકર જટાશંકર પંડ્યા.

### રેલવે નોકરી

૧ અક્ષરશંકર હરિશંકર યાજ્ઞિક.
૨ હરિહરશંકર અક્ષરશંકર યાજ્ઞિક.
૩ ઉલ્લાસરામ ઉધમરામ પંડ્યા.
૪ ચન્દ્રમુખરામ ઉલ્લાસરામ પંડ્યા.
૫ શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક.
૬ છબીલારામ ઉધમરામ પંડ્યા.
૭ સુરેન્દ્રશંકર જટાશંકર,

### મ્યુનિસિપાલિટીની નોકરી

૧ જડાવશંકર હીરાશંકર ત્રિપાઠી,
૨ વીરમણિલાલ અમૃતલાલ યાજ્ઞિક.
૩ તારાલાલ ભાઈલાલ ત્રિવેદી.

### ખાનગી નોકરી

૧ મોતીશંકર હરિશંકર યાજ્ઞિક.
૨ મંજુલાલ ઈશ્વિરલાલ યાજ્ઞિક.
૩ ચીમનલાલ હરિલાલ પંડ્યા.
૪ દિવ્યપ્રસાદ મોતીભાઈ પંડ્યા.
૫ સન્મુખભાઈ ઝવેરભાઇ પંડ્યા.
૬ પરમસુખલાલ ઝવેરભાઇ પંડ્યા.
૭ પુરૂષોત્તમ અચાભાઈ દેસાઈ.
૮ નિર્મળશંકર ઉમિયાશંકર પંડ્યા.
૯ કાન્તિલાલ છગનલાલ પંડ્યા.
૧૦ રતિલાલ ચુનીલાલ યાજ્ઞિક.
૧૧ સવાઈલાલ ચુનીલાલ યાજ્ઞિક.
૧૨ અતિસુખલાલ ચુનીલાલ યાજ્ઞિક.
૧૩ ભૂપતિશંકર માણેકલાલ યાજ્ઞિક.
૧૪ અંબાલાલ બુલાખીરામ યાજ્ઞિક.
૧૫ ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.
૧૬ ગજેન્દ્રશંકર જટાશંકર પંડ્યા.

---

૬ કુટુંબો શેર, બેંકડીપૉઝિટ વગેરેવાળાં.
૨૧ કુટુંબો ઓછી વધતી જમીન વાળાં.

---

### માસિક પગાર રૂ. ૫૦૦ થી વધારે હોય તે

૧ સન્મુખલાલ ઝવેરભાઈ પંડ્યા.
૨ કાન્તિલાલ છગનલાલ પંડ્યાં.

### માસિક પગાર રૂ. ૧૦૦ થી વધારે રૂ. ૫૦૦ સુધી હોય તે

૧ અક્ષરશંકર હરિશંકર યાજ્ઞિક.
૨ ભાનુશંકર હરિશંકર યાજ્ઞિક.
૩ મંજુલાલ ઈશ્વિરલાલ યાજ્ઞિક.
૪ ઉલ્લાસરામ ઉધમરામ પંડ્યા.
૫ પોપટલાલ ઝવેરીશંકર યાજ્ઞિક.
૬ રતિલાલ ચુનીલાલ યાજ્ઞિક.
૭ સવાઈલાલ ચુનીલાલ યાજ્ઞિક.
૮ અતિસુખલાલ ચુનીલાલ યાજ્ઞિક.
૯ શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક.
૧૦ અંબાલાલ બુલાખીરામ જાની.
૧૧ રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક.
૧૨ ધર્મસુખરામ તનસુખરામ ત્રિપાઠી.

### માસિક પગાર રૂ. ૫૦ થી વધારે રૂ. ૧૦૦ સુધી હોય તે

૧ હરિહરશંકર અક્ષરશંકર યાજ્ઞિક.
૨ ચન્દ્રમુખરામ ઉલ્લાસરામ પંડ્યા.
૩ રણછોડજી આણંદજી પંડ્યા.
૪ દિવ્યપ્રસાદ મોતીભાઈ પંડ્યા.

૫ પુરૂષોત્તમ અચાભાઈ દેસાઈ.
૬ મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક.
૭ ભૂપતિશંકર માણેકલાલ યાજ્ઞિક.
૮ પ્રાણુલાલ બુલાખીરામ જાની.
૯ છબીલારામ ઉધમરામ પંડ્યા.
૧૦ રતિપતિરામ ઉધમરામ પંડ્યા.
૧૧ ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.
૧૨ સુરેન્દ્રશંકર જટાશંકર પંડ્યા.
૧૩ ગજેન્દ્રશંકર જટાશંકર પંડ્યા.
૧૪ વીરેન્દ્રશંકર જટાશંકર પંડ્યા.

**માસિક પગાર રૂ. ૫૦ સુધીના હોય તે**

૧ વીરમણિલાલ અમૃતલાલ યાજ્ઞિક.
૨ નિર્મળશંકર ઉમિયાશંકર પંડ્યા.
૩ તારાલાલ ભાઈલાલ ત્રિવેદી.
૪ સુન્દરરામ દોલતરામ દવે.
૫ જડાવશંકર હીરાશંકર ત્રિપાઠી.

---

## પરિશિષ્ટ નં. ૫

## આપણા જ્ઞાતિજનોની સાહિત્યસેવા

### ૧ ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક—

( ૧ ) મનુસ્મૃતિનું ભાષાન્તર.
( ૨ ) અભિજ્ઞાન શકુંતલાનું ભાષાન્તર.
( ૩ ) અંગ્રેજી–ગુજરાતી શબ્દકોષ.
( ૪ ) The Life of Gaurishankar Oza.

### ૨ મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી—

( ૧ ) અસ્તોદય અને સ્વાશ્રય.
( ૨ ) ઉત્તર જયકુમારીવિજય નાટક.
( ૩ ) વેદાન્તવિચાર.
( ૪ ) સુજ્ઞ ગોકુળજી ઝાલા.
( ૫ ) હરગોવિન્દદાસ બાળમુકુન્દદાસનું ચરિત્ર.
( ૬ ) ફોર્બ્સચરિત્ર.
( ૭ ) કરસનદાસ મૂળજી અને તત્સંબંધમાં વિચાર.
( ૮ ) વિપત્તિ વિષે નિબન્ધ.
( ૯ ) મનુસ્મૃતિ અને દેશી રાજ્યો.
( ૧૦ ) મણિરત્નમાલા.
( ૧૧ ) વાર્તિક.
( ૧૨ ) અપરોક્ષાનુભૂતિ ( સમશ્લોકી ભાષાંતર )
( ૧૩ ) ભગવદ્‌ગીતાનું શાંકરભાષ્યસમેત પ્રત્યયાંતર.
( ૧૪ ) રામાયણનું પ્રત્યાયન્તર.
( ૧૫ ) Sketch of Vedanta Philosophy.

### ૩ હીરાલાલ ઉમિયાશંકર યાજ્ઞિક—

ગોલ્ડસ્મિથના "ટ્રાવેલર"નું ભાષાંતર.

### ૪ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી—

( ૧ ) સરસ્વતીચન્દ્ર ( ચાર ભાગ )
( ૨ ) સ્નેહમુદ્રા.
( ૩ ) લીલાવતી જીવનકલા.
( ૪ ) દયારામનો અક્ષરદેહ.
( ૫ ) સાક્ષરજીવન.
( ૬ ) Classical Poets of Gujerat.
( ૭ ) Law of Converts.
( ૮ ) ક્ષેમરાજ અને સાધ્વી નાટક.
( ૯ ) એશીયાની પ્રજાઓનાં લાક્ષણિક દૃષ્ટાંત.

### દોલતરામ કૃપારામ પંડ્યા —

( ૧ ) કુસુમાવલી.
( ૨ ) ઇન્દ્રજીત વધકાવ્ય.
( ૩ ) સુમનગુચ્છ.
( ૪ ) અમરસત્ર.

### કૃષ્ણશંકર હીરાશંકર પંડયા—

મૅકનૉટનના સુવિચારો.

### છગનલાલ હરિલાલ પંડયા—

( ૧ ) કાદંબરીનું ભાષાન્તર.
( ૨ ) અપૂર્વ લગ્ન.
( ૩ ) મનોરંજક વાર્તાઓ.
( ૪ ) ક્રાઇસ્ટનું અનુકરણ.

### શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિક—

( ૧ ) કમલાના પત્રો. ( ભાષાંતર )
( ૨ ) જ્યોતિર્વિલાસ. ( ભાષાંતર )

### અંબાલાલ બુલાખીરામ જાની—

( ૧ ) હરિવંશ( બે પર્વ )નું ભાષાંતર.
( ૨ ) ભોજ–કાલિદાસ ( સંયોજન અને વિવરણ )
( ૩ ) પ્રેમાનન્દ–ચરિત્ર અને સુભદ્રાહરણ.
( ૪ ) સિંહાસન બત્રીશી ( સંશોધન )
( ૫ ) હિતોપદેશ ( સટીક ભાષાન્તર )
( ૬ ) અખો ભકત અને તેની કવિતા.
( ૭ ) નાકર–ચરિત્ર.
( ૮ ) હરિલીલા–ષોડશકલા ( સંશોધન )
( ૯ ) દશમ સ્કંધ ( ભાગવત )
( ૧૦ ) નાગરોનું વિશિષ્ટત્વ અને શ્રેષ્ટત્વ, ( એક ઐતિહાસિક દૃષ્ટિ )

**મહેશ્વરલાલ નટવરજી ત્રિવેદી—**
પુત્રધર્મ વિષે નિબન્ધ.

**ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા—**
( ૧ ) ગુરૂદત્ત વિદ્યાર્થીનું ચરિત્ર. અને ત્હેમના લેખો.
( ૨ ) સ્નેહાંકુર.
( ૩ ) પાંચ પ્રેમકથા.

**સ્વ. સૌ. વસન્તબા ચન્દ્રશંકર પંડયા—**
નિર્ગુણલક્ષ્મી અને સદ્ગુણલક્ષ્મી તથા બીજા લેખો.

**કાન્તિલાલ છગનલાલ પંડયા—**
શ્રીયુત ગોવર્ધનરામ.

**મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક—**
( ૧ ) સત્ય ધર્મપ્રકાશ.
( ૨ ) વિષ્ણુપુરાણકથા.
( ૩ ) તુલનાત્મક ધર્મવિચાર.

**ધનશંકર હીરાશંકર ત્રિપાઠી:—**
( ૧ ) વાર્તાવૃક્ષ.
( ૨ ) ચોપેરવાલી ( ભાગ બે )
( ૩ ) અલકકિશોરી.
( ૪ ) ડૂબતું વહાણ.
( ૫ ) સત્તરમી સદીનું ફ્રાન્સ ( ભાગ ૧ )
( ૬ ) પ્રબોધકુમાર.
( ૭ ) દિવ્ય જ્યાતિ.
( ૮ ) અનુપમ ઉષા.
( ૯ ) સ્વદેશ.
( ૧૦ ) સુમનસંચય.

**રતિપતિરામ ઉદ્યમરામ પંડયા—**
( ૧ ) રત્નાવલી ( ભાષાન્તર )
( ૨ ) સંક્ષિપ્ત મહાભારત.
( ૩ ) વિજયધ્વજ ( ભાષાન્તર )

**ગં. વિમળાગૌરી મગનલાલ પંડ્યા—**
( ૧ ) પાકશાસ્ત્ર.
( ૨ ) નવગ્રહ વિધિ.

**રા. ગમનલાલ મગનલાલ પંડયા—**
પ્રેમઘેલી પન્ના.

---

## પરિશિષ્ટ નં. ૬

### દેવાલયો

૧–૨–૩ રતન તળાવ ઉપરનાં ત્રણ મહાદેવનાં દહેરાં
૪ કેશવજીના કાશીવિશ્વનાથ મહાદેવ, ( ધર્મશાળા તથા વાડી સાથે )
૫ ભગવંતરામના શંખેશ્વર મહાદેવ ( ધર્મશાળા સાથે )
૬ નારાયણ સરોવરના આરા ઉપરનું હનુમાનનું દહેરું ( વાડી સાથે )
૭ રાઘવજી રૂદ્રજીના ગોપનાથ મહાદેવ, કુંભનાથમાં.
૮ કામનાથ મહાદેવ
૯ વૈદ્યનાથ મહાદેવ ( ધર્મશાળા સાથે )
૧૦ કૃપાદત્તના મહાદેવ કુબેરેશ્વર
૧૧ પ્રભુશંકરના મહાદેવ ( ધર્મશાળા સાથે )
૧૨ સન્મુખરામના શંકડેશ્વર મહાદેવ ( ધર્મશાળા સાથે )
૧૩ અંબા માતાનું મન્દિર ( ધર્મશાળા સાથે )
૧૪ શ્રીનાથજીનું મન્દિર ( માધવાશ્રમ અને મકાનો સાથે )
૧૫ હાટકેશ્વર મહાદેવ ( ધર્મશાળા સાથે )
૧૬ કેદારેશ્વર મહાદેવ ( ધર્મશાળા સાથે )
૧૭ ખોડીયાર માતા આગળ મુનિમહારાજના ભૂમિદાહવાળા સ્થળના મહાદેવ

### સાર્વજનિક સંસ્થાઓ

૧ કીરપારામ હોલ ( નેટિવ જનરલ લાઇબ્રેરી )
૨ જમિયતરામની સંસ્કૃત પાઠશાળા, ( હાટકેશ્વર મહાદેવ )
૩ શ્રીવલ્લભ–સદાવ્રત (મકાનસાથે, પીપળાપોળ સામે)
૪ ડાહીલક્ષ્મી પુસ્તકશાળા ( ઉમેદકુમારી કથાશાળા અને સીતા ટાવર સાથે )
૫ વૈદ્યકશાળા ( ઉપલી પુસ્તકશાળાની બાજુમાં )
૬ લલિતા–વનિતા–શ્રમ, અને વિષ્ણુલક્ષ્મી કથાશાળા

### છાત્ર–વૃત્તિઓ

૧ ઝવેરીશંકર મયાશંકર ઇનામ ( હાઇસ્કુલના નાગર વિદ્યાર્થીને )
૨ શ્રીવલ્લભ–સ્મારક (પહેલાં માસિક ફી એક નાગર વિદ્યાર્થીને અપાતી હતી,હવે ઇનામ અપાય છે)
૩ હરિલાલ પંડ્યા સ્મારક, ( ગુજરાત કૉલેજ અમદાવાદમાં બી. એ. ના નાગર અભ્યાસીને માસિક રૂ. ૮ )
૪ ભગવત્પ્રસાદ–ઇનામ ( હાઇસ્કુલના નાગર વિદ્યાર્થીને રૂ. ૧૪ અને કન્યાશાળાની વિદ્યાર્થિંનીને રૂ. ૭ નાં ઇનામ )
૫ ગોવર્ધનરામ–સ્મારક ( ગુજરાત કૉલેજ અમદાવાદમાં નાગર વિદ્યાર્થીને માસિક રૂ. ૮ ) નડીયાદ હાઇસ્કુલના નાગર વિદ્યાર્થીને રૂ. ૫ માસિક
૬ વિષ્ણુલક્ષ્મી–સ્મારક ( કન્યાશાળાની નાગર વિદ્યાર્થિંનીને માસિક રૂ. ૩ )
૭ માધવલાલ–સ્મારક, ( બે નાગર વિદ્યાર્થીઓને રૂ. ૧૬ માસિક )

—:o:—

## હરિપદસ્થ ગં૰ માતુશ્રી શિવકાશી ગુલાબરામ

( પતિ માધવરામ ત્રિપાઠી. )



જન્મ-સંવત ૧૮૯૪ ના જેઠ વદ ૭
તા. ૧૪ મી જુન સને ૧૮૩૮ ને ગુરૂવાર.

અવસાન-સંવત્ ૧૯૬૦ ના ચૈત્ર વદ ૯
તા. ૯ મી એપ્રીલ સને ૧૯૦૪ ને શનિવાર.

# વૃક્ષ ૧.




મુંબાઈ તા. ૭-૪-૨૪ સંવત ૧૯૮૦ ચૈત્ર સુદી ૩ ને સોમવાર

# વૃક્ષ ૬

વેદ ઋગ્વેદ
શિવ
દેવી
ગણપતિ
ગોત્ર-ઔક્ષણસ
શર્મ-શર્મ
અવટંક-દ્વિવેદી (દવે)
શાખા-સાંખ્યાયની
પ્રવર-વસિષ્ઠ (અથવા વસિષ્ઠેક પ્રવર)
પક્ષ-ધર્મ.

(૫૬૯ થી ૫૮૧)

દવે કરુણારામ

- અંબારામ, બા. માનકોર
  - લાભકોર, પ. કાળીદાસ ત્રંબકરામ દવે — X X
  - દેકોર, પ. મોહનરામ અમૃતરામ દવે — X X
- કેશવરામ
  - હીમતરામ, બા. હરિકોર સુખેશ્વર જાનીની દીકરી
    - બળવંતરામ મ. તિ. આસો શુ. ૧૨, બા. જીવકોર કાશીશંકર પંડ્યા.
      - ભગવંતરામ (મુંગો) — ૦
      - માણેકરામ — ૦
      - દોલતરામ, બા. નર્મદાલક્ષ્મી (ગટુ) લાભશંકર ઇચ્છાશંકર પંડ્યા ૫૬૯
        - સુંદરરામ ૫૭૦, બા. (૧) જરાગૌરી બુલાખીરામ જાની (૨) સુમનલક્ષ્મી બિહારીલાલ જાની ૫૭૧
          - (૧) હરસુખગૌરી — ૦
          - (૨) અનિરૂદ્ધરામ ૫૭૨
        - કસ્તુરબા ૫૭૩, પ. જયંતીલાલ દેવશંકર યાજ્ઞિક — X X ૫૭૪
        - ગજેન્દ્રબા, પ. ગમનલાલ મગનલાલ પંડ્યા — X X ૫૭૫
        - સુમનબા ૫૭૬, પ. મંજુલાલ ઈશ્વરલાલ યાજ્ઞિક ૫૭૭
        - પ્રવીણા ૫૭૮, વિ. પ. ભૂપતિશંકર મણિલાલ યાજ્ઞિક ૫૭૯
      - નવદુર્ગા ૫૮૦, પ. લાભરામ હરિરામ પંડ્યા — X X
      - આરતલક્ષ્મી ૫૮૧, પ. દોલતરામ કીરપારામ પંડ્યા — ૦

મુંબાઇ તા. ૨૯-૧૧-૨૪ સંવત્ ૧૯૮૧ માગશર સુદ ૩ ને શનિવાર.

# વૃક્ષ ૭




મુંબાઈ તા. ૧૯-૧૧-૨૪ સંવત ૧૯૮૧ કાર્તિક વદ ૮ ને બુધવાર.

# વૃક્ષ ૮

વેદ-સામ
શિવ-ચંદ્રેશ્વર
દેવી-દમયન્તી
ગણપતિ-સૂત્ર
ગોત્ર-કૌણ્ડિન્યસ્
ગામ-ગુપ્ત
અવટંક-ત્રિપાઠી, ત્રિવેદી (ત્રવાડી)
શાખા-કૌથુમી
પ્રવર-ત્રિપ્રવર ૧-વાસિષ્ઠ ૨-મૈત્રાવરુણ ૩-કૌણ્ડિન્યસ્
પક્ષ-ધર્મ.

(૬૧૨ થી ૬૧૬)

- ત્રવાડી બાણજી
  - નેતેશ્વર
    - હરેશ્વર
      - રામેશ્વર મ. તિ. આ. વ. ૯ — બા. દુર્લભકોર
        - બેનાંજી — પ. લલ્લુભાઈ જેચતારામ જાની — ૦
        - મહાલક્ષ્મી (કાશીવાસ) — પ. ભગવંતરામ હરિરામ (કાશીવાસ) — ૦
        - જમનાજી (કાશીવાસ) — પ. હરિવલ્લભ ભગવાનજી પંડ્યા — ૦
        - બાબલાલ — બા. મહાલક્ષ્મી ઇચ્છાશંકર
          - તારાલાલ ૬૧૩ — બા. પ્રાણગવરી નટવરજી ૬૧૪
            - રાજેન્દ્રબાળા ૬૧૫ — પ. મોહનજી દામોદરજી (પેટલાદ)
              - બાળુ — ૦
              - ગોપાંગના ૬૧૬
      - ધનેશ્વર — બા. નાની (પંડ્યા લક્ષ્મીરામની દીકરી)
        - લક્ષ્મીકોર — પ. દુર્ગાશંકર કાશીશંકર પંડ્યા — ૦
        - ડાહ્યાભાઈ — બા. કીરપાલક્ષ્મી રવિશંકર પંડ્યા
          - કેશવ — ૦
      - લાભકોર — પ. અણુપરામ જાની
        - અમરતકોર — પ. જમીયતરામ કાશીરામ — ૦
          - રૂક્મણિ મોતીબાઈ — પ. ધનાયજી પંડ્યા — x x
        - મનસુખરામ — બા. પાર્વતી
          - ગુલાબીરામ — બા. ધનલક્ષ્મી — x x
          - ઉત્તમરામ — બા. રવિલક્ષ્મી — x x
        - કાશીકોર — પ. ગુલાબરામ અંબાદત્ત પંડ્યા — x x

મુંબાઈ તા. ૨૨-૧૧-૨૪ સંવત્ ૧૯૮૧ કાર્તિક વદ ૧૧ ને શનિવાર.

# વૃક્ષ ૯

વેદ-ઋગ્વેદ
ગોત્ર-વૈજવસ અથવા
વૈજવાપ
શર્મ-દાસ
અવટંક-દ્વિવેદી (દવે)

- બચા દવે
  - જાગેશ્વર
    - સોમેશ્વર
      - ધાડકોર — પ. સુંદરજી સામળજી પંડ્યા — x x
      - આદિતરામ (ચાંદ્રાવાડમાં દરબાર) — બા. વજેરામ મીઠારામની દીકરી
        - સદાશિવ
          - ત્ર્યંબક
            - અચરતરામ — ૦
        - હરિરામ — બા. સંપતકોર ગવરીશંકર ઉત્તમરામની દીકરી
          - દોલતરામ — બા. જેકોર વસંતરામ જાનીની દીકરી — ૦
          - ગંગાજી — પ. બળદેવજી પ્રાણજીવન પંડ્યા — x x

# વૃક્ષ ૧૦

(૬૧૭ થી ૬૩૯)

(જુનાગઢના રહીશ રા. મગનલાલ નડીયાદવાસી થયા તેમનું વૃક્ષ)

વેદ-સામવેદ
શિવ-હાટકેશ્વર
દેવી-અંબા
ગણપતિ-ગજાનન
ગોત્ર-સાંકૃતસ
શર્મ-દત્ત શર્મ
અવટંક-વોરા
શાખા-કૌથુમી
પ્રવર-ત્રિપ્રવર.

- ગોવિંદજી
  - રૂપનાથજી
    - દેવજી
      - દયાશંકર
        - ઈચ્છાશંકર
          - કૃપાશંકર
      - ગિરજાશંકર
        - માધવજી
          - ત્ર્યંબકરાય — બા. ઉપેન્દ્રબાળી દુર્ગેશ્વર પેટલાદનાં દિકરી ૬૧૭ — x x
      - લક્ષ્મીશંકર — બા. પ્રેમકુંવર
        - મગનલાલ ૬૧૮ (જુનાગઢના મૂળ રહીશ) — બા. સદ્‌ગુણલક્ષ્મી જગનેશ્વર હરેશ્વર જાની ૬૧૯
          - પુષ્પાવતી — પ. પશુભાઈ ૬૨૦ કૃપાશંકર વોરા
            - દયાશંકર ૬૨૧
            - દેવયાની ૬૨૨
          - સુમિત્રા ૬૨૩ — પ. લક્ષ્મણરાવ ભાસ્કરરાવ પંડ્યા ૬૨૪
            - કંદર્પકુમાર — ૦
          - ઈંદિરા ૬૨૫ — પ. નરેન્દ્રશંકર ચંદ્રશંકર પંડ્યા ૬૨૬
          - ચંદ્રબાળા ૬૨૭ — પ. ઉમંગલાલ (મટુભાઈ) રમણિકલાલ જાની ૬૨૮
          - સૂર્યબાળા ૬૨૯ — પ. પદ્મમણિશંકર કુંદનશંકર ત્રિપાઠી ૬૩૦
          - ચૈતન્યબાળા ૬૩૧ — વિ. પ. વીરેન્દ્રશંકર જટાશંકર પંડ્યા ૬૩૨
          - અક્ષયકુમાર ૬૩૩
          - મધુકુમાર ૬૩૪
          - દિવ્યકુમાર ૬૩૫
        - કાળીદાસ — બા. સંતોકબાઈ (કચ્છનાં) ૬૩૬
          - નવનીત ૬૩૭
          - માર્કંડરાય ૬૩૮
        - ગિરધરલાલ — બા. ગંગાગવરી ખુશાલીરામ જાની ૬૩૯
          - શૈલબાળા — ૦
        - સદાશંકર — ૦

મુંબાઈ તા. ૨૯-૧૧-૨૪ સંવત્ ૧૯૮૧ માગશર સુદ ૩ ને શનિવાર.

# વૃક્ષ ૧૧

વેદ-સામ

(૬૪૦ થી ૬૬૩)

શિવ-ઘટાર

દેવી-દમયંતી

ગણપતિ-સૂત્ર

ગોત્ર-કૌણ્ડિન્યસ

શર્મ-ગુપ્ત

અવટંક-ત્રિવેદી, ત્રિપાઠી (ત્રવાડી)

શાખા-કૌથુમી

પ્રવર-ત્રિપ્રવર ૧-વસિષ્ઠ
૨-મૈત્રાવરૂણ
૩-કૌણ્ડિન્યસ

પક્ષ-ઉત્તમ

ત્રવાડી સુરજરામ

મોતીરામ
(કાશીનિવાસ)
ભા. બેનકોર
શિવરામ

પ્રેમરામ

ઇજતરામ
ભા. ઈશ્વરકોર
રેવાશંકર
(તે પંડ્યા ભગવાનજીની
ભાર્યા હેતકોરની બેન)

સૌભાગ્ય

સંતોકરામ
(કાશીનિવાસ)

રામજી
(કાશીનિવાસ)

મયાશંકર મ. તિ. માહ વદ-૬
ભા. ઈશ્વરગંગા સુરજરામ

પ્રભુશંકર
ભા. અંબાજી
જાની જેઇતાબાઈ
કેશવજીની પુત્રી
૦

આધારશંકર
ભા. જીવકોર
દયાળજી દોલતરામ
જાનીની પુત્રી
૦

ગુલાબબાઈ
ગણેશનાથ

લક્ષ્મીરામ

રવિશંકર

ગણેશરામ

શિવરામ

ગુલાબી
૦

ચંપુડી
૦

ચતુરગંગા
પ. હરિશંકર
લાલશંકર જાની
૦

હીરાશંકર
ભા. તુળજાલક્ષ્મી
લાભશંકર પંડ્યા ૬૪૦

દુર્ગાશંકર ૬૫૯
ભા. ૧-આણંદલક્ષ્મી
રઘુનાથજી પંડ્યા
ભા. ૨-મગનબા નર્મદેશ્વર જાની

જવેરશંકર
૦

રતનશંકર
૦

ચંદાગવરી
પ. કૃષ્ણશંકર હીરાશંકર પંડ્યા

અમુલખગૌરી ૬૬૩
પ. જાની જાદવલાલ ગુલાબીરામ

પુત્રી
૦

(૨) પદ્માગૌરી ૬૬૦
પ. તુળજાશંકર
શુક્લ (જુનાગઢ)
૦

પુત્રી
૦

મનહરગૌરી ૬૬૧
પ. મેંદ્રશંકર જટાશંકર
પંડ્યા ૬૬૨
X X

જડાવશંકર
૦ ૬૪૧

ઉમાગૌરી
પ. જાની મણિલાલ ગુલાબીરામ

પ્રથમાગૌરી ૬૪૨
પ. હીરાશંકર ધનશંકર
વોરા (અમદાવાદ) ૬૪૩

ધનલક્ષ્મી ૬૫૦
પ. અમૃતલાલ
ઉમીયારામ જાની
X X

કુંદનશંકર ૬૫૧
ભા. મૂળગૌરી જીવતરામ બળવતરામ પંડ્યા

પ્રાણશંકર
ભા. વિમલાગૌરી
મગનલાલ ૬૫૬
૦

ધનશંકર ૬૫૭
૧. ભા. કંચનલક્ષ્મી
મોતીબાઈ પંડ્યા
૨ ભા. મનસુખગૌરી
ઈશ્વરલાલ જાની
૬૫૮

પદ્મમણિશંકર ૬૫૨
ભા. સૂર્યબાળા
મગનલાલ વોરા
૬૫૩

સત્યેન્દ્રશંકર
૬૫૫

નિરંજન
૬૫૪

(૨) પ્રબોધિની
૦

પદ્મકાન્તા
૬૪૪

મહેન્દ્રબાળા
૬૪૫

હર્ષદરાય
૬૪૬

નરેન્દ્રશંકર
૬૪૭

મુદ્રિકા
૬૪૮

ચન્દ્રિકા
૬૪૯

મુંબાઈ તા. ૧૪-૪-૨૫ સંવત્ ૧૯૮૧ ચૈત્ર વદ ૬ ને મંગળવાર.

